# વારાંગના કે દેવાંગના.




૧૨૮૫૫

કેસૂકર નરસિંહલાલ મોતીલાલ-અમદાવાદ (પાનકોરે)

ડીબાચો બાબુ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યો કે રીચીરોડ-અમદાવાદ

# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતો ભાગ ૧-૨ સચિત્ર દરેકના ૦-૧૦-૦
મીનળબાઈ ભાગ (૧-૨) સચિત્ર દરેકના ૦-૧૦-૦
રામલીલા ભાગ ૧-૨ સચિત્ર દરેકના ૦-૧૦-૦
વીણાવેલી ભાગ ૧-૨ સચિત્ર દરેકના ૦-૧૦-૦
સતિ દ્રોપદી સચિત્ર ૦-૧૦-૦
મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ સચિત્ર કીં ૦-૧૦-૦
રાજ ચઢીઆગ ૧—૮-૦
રક્ષક કે ભક્ષક? ૦-૧૦-૦
સતિ સીતા સચીત્ર ૦-૧૦-૦
પતિનારાયણ વ્રત ૦—૬-૦
સત્યનારાયણની કથા ૦-૬-૦
સદ્‌ગુણી વારાંગના ૦-૧૦-૦
બત્રીસ પુતળીઓની જુદી જુદી વાર્તા ૧-૧૦ ભાગ સચિત્ર દરેકની કી ૦-૮-૦
કામલત્તા સચીત્ર ૦-૮-૦
સમાજનો શીકાર ૦-૧૦-૦

સત્યવાદી હરિશ્ચંદ્ર ને તારામતી સચિત્ર ૦-૧૦-૦
ચિતોડનો કરણુ કીં ૦-૮-૦
પ્રતાપી પ્રમિલા કીં ૦-૮-૦
રૂષિરાજના પદ કી ૦-૮-૦
ચતુર સ્ત્રી વિલાસ ગરબાવળી (લગનના ગીત સાથે) ૦-૮
લક્ષ્મી જનેતા યાને પવિત્ર સચીત્ર ૦-૧૦-૦
હિંદુ સંસાર સચીત્ર ૦-૧૦-૦
જીવતી ચુડેલ સચીત્ર ૦-૮-૦
રાજા હરિશ્ચન્દ્ર હરિગીતમાં સચીત્ર ૦-૬-૦
ખોડાણો ભાગ ૧-૨ સચીત્ર દરેકના ૦-૬-૦
પવિત્રકુમાર સચીત્ર ૦-૧૦-૦
પારસમણી ૧૯૨ પાના ૦-૧૦-૦
,, મોટી ૨૫૬ પાના ૦ ૧૦ ૦
ભક્તશીરોમણી પાના ૧૯૨ કી ૦-૧૦-૦
ઝેરી ઝવેરી ૦-૧૦-૦
એકજ પૈસો કીં ૦-૮-૦

॥ ૐ શાન્તોમિત્ર ॥

(કવિતામય)

# વારાંગના કે દેવાંગના ?

યાને

## ગુલાબ કુમાર.


: લેખક :

' મંગલ '

-તે-

શિવલાલ ત્રિભુવન-વાટાવદરકર.



પ્રકાશક

રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ-અમદાવાદ.





પ્રથમાવૃત્તિ પ્રત ૨૦૦૦

સને ૧૯૨૫. સંવત્ ૧૯૮૧.

મૂલ્ય ૦—૬—૦

# પ્રસ્તાવના—

પ્રસ્તાવના દ્વારા લેખક ને જે ખુલાસો કરવાનો હોય છે, તે થઇ શકે છે. પરન્તુ પ્રસ્તુત કથા વિષે મ્હારે કાંઇપણ ખુલાસો કરવાનો નથી હિન્દી—મરાઠી—બેંગાલી—ઇંગ્લીશ—કે બીજી કોઈ પરભાષાનો પ્રસ્તુક ગ્રંથ ઉતારો ન હોવાથી મ્હારે કશુજ કહેવાનું રહેતુ નથી, પરંતુ આ કથા મ્હારી પોતાની ( original ) હોઈ તે પરત્વે બે બોલ કહેવાની લાલચને હું રોકી શકતો નથી.

દુષ્ટાશયો સાધવા કષ્ટાત્માઓ દુષ્ટ યુક્ત પ્રયુક્તિઓ ચલાવે છે, ભોળા અને સત્ય અંતઃકરણના માનવીને ફસાવવા નીચ માનવો આકાશ પાતાળ એક કરે છે, પરંતુ પરમાત્માની ગતિ એવી ન્યારી છે કે—પોતે ખોદેલા ખાડામાં પોતેજ પડે છે! તેમજ રાજા, પોતાના પદનું ગૌરવ ક્ષણભર ભુલી જઇ ખુશામતીઆઓના હાથનું રમકડું બની જતાં, પોતે કેવી પાયમાલી વ્હોરે છે, અપકાર ઉપર ઉપકાર કરનાર માણસો, પોતાના જાનનીપણ દરકાર ન કરતાં શયતાનોને શિક્ષા આપવામા ફળીભૂત થાય છે, અને નિર્મળ અંતઃકરણ સત્ય પ્રેમના માટે પોતાના દેહને કૃશ કરી નાખતા અંતે પ્રેમ દેવની કૃપા મેળવે છે વિગેરે વિષયોનો યથામતિ ચિતાર આ ગ્રંથમા કવિતામા આપવામાં આવ્યો છે.

બની શક્યુ ત્યા સુધી 'બિભત્સ ' રસનો અંશપણ આવવા દીધો નથી, કારણ કે ગ્રંથની ઉપયોગિતા-રસિકતા-મહત્ત્વતા ઈત્યાદિ 'બિભત્સ ' રસને લીધે ઉડી જાય છે, એટલા માટે શૃંગાર દર્શનના વિષયમા પણ 'બિભત્સ ' રસ ન પ્રવેશી જાય એવી કાળજી રાખી છે

ઉચ્ચાર પ્રમાણે વાચકોએ લીટીઓ બેસાડી લેવી, કારણ કે અક્ષરો ઉપર ઉચ્ચારની અનુકુળતા માટે — ˘ આવા ચિહ્નો મૂકતા છતાં પ્રેસના કંપોઝીટરો એ ઉપર ઓછું ધ્યાન ખેચી શકે છે !

કન્યા કે માતા ગમે તેને પણ આ પુસ્ત વાંચવા દેવામા કશાપણ સંકોચને સ્થાન નથી.

દોષો હશે, અશક્તતા હશે, પરંતુ વાંચક સજ્જન ઉદાર અંતઃકરણથી એ બધુ ચલાવી લઈ, 'નીરક્ષીર ' ન્યાયે અશુચિનો ત્યાગ કરીને સાર ગ્રહી લેશે એવી આશા સાથે હાલતો વિરમું છુ; એક વાત કહીને—

ટુંક મુદતમાં વાર્તા લખવાનો ઉત્સાહ અધિકાંશે પ્રકાશક મહાશયના ઉત્તેજનને આભારી છે. એજ.

લિ૦

અમદાવાદ. તા. ૧-જુલાઈ-૧૯૨૫

સાહિત્ય-સેવક
'મગળ '
( ગ્રંથ કર્તા )

# સમર્પણ !–

જેઓ માનવ દેહ પામીને, દુનિયામાં વિચરતા
પોતાના જેવાજ, પરન્તુ ભોળા અને
સરળ માનવોને ફસાવવ
'નીતિ'-'ધર્મ'-'પવિત્રતા'
અને 'માનવાદર્શ'નું
ખૂન કરે છે;

એવા

**માનવ–શયતાનોને,**

**સમર્પણ,**

**એવોજ એક શયતાન દુષ્ટાશયો સાધવા**
**જતાં કેવા હાલને પામે છે, અને પવિત્ર અંતઃકરણનો**
**કેવી રીતે વિજય થાય છે, તદુપરાંત 'પરમાત્માની દિવ્ય**
**સહાય કોણ પ્રાપ્ત કરી શકે છે, એ જણાવવા માટે–અને**
**હવે પછીથી પોતાની દુષ્ટતાનો ત્યાગ કરે**
**'નિતિ'–'ધર્મ'–'પવિત્રતા'–'માનવાદર્શ'નું**
**મહત્વ સ્હમજે એ માટે !**

'મંગળ'

## " માનવ-શયતાન "



માનવ નહિ શયતાન છે જે ધર્મને જાણે નહિ,
માનવ નહિ શયતાન છે ડર ઈશનો રાખે નહિ,
માનવ નહિ શયતાન છે જે દુષ્ટ રાખે વાસના,
માનવ નહિ શયતાન છે પોષણ કરે દૂર્વાસના

( ૧ )

માનવ નહિ શયતાન છે જે દુભવે છે અવરને,
માનવ નહિ શયતાન છે મૂકે છરી જે અવરને,
માનવ નહિ શયતાન છે નીતિ વચન ભાખે નહિ,
માનવ નહિ શયતાન છે અશુચિ હૃદય ત્યાગે નહિ.

( ૨ )

માનવ નહિ શયતાન છે ખ્હો સ્વાર્થ રખે અ તરે,
માનવ નહિ શયતાન છે જે પાપ કાર્યથી નાડરે;
માનવ નહિ શયતાન છે અ તર ભંયકર રાખતા,
માનવ નહિ શયતાન છે વિશ્વાસુના શિરકાપતા.

( ૩ )

( દોહરો )

'નીતિ'-'ધર્મ'-'પવિત્રતા',-ને દે ના સન્માન,
રાખે પાપી વાસના, માનવ એ શયતાન.

—મંગળ—



# " સન્મીત્રો એવા ક્યાં છે સંસારમાં ? "

( ગરબી )

સન્મીત્રો એવા ક્યા છે સસારમા ?
બોલાવ્યા વિણુ સમયે આવે કામ જો,
સ્વાર્થ–મલિનતા અતરમા રાખે નહિ,
આપે સમયે સ્હાયમહી નિજ હામજો. સન્મીત્રો

( ૧ )

કડવુ બોલી હિત શિખામણુ આપતા,
રાખે અતરમાં ના કદિયે આશજો !
' અનૃત અનીતિ ' થી હમેશા દુર રહે,
ફેલાવે નિજ અતરની સુવાસજો ! સન્મીત્રો.

( ૨ )

ખોટે રસ્તે ચડતા વાળતા—
આપીને શાસ્ત્રો કેરા સન્બોધજો !
સ્નેહીને માટે અકષ્ટો વેઠતા,
આણે ના કદિયે ઉગ્માહી ક્રોધજો ! સન્મીત્રો

' મંગલ '

( ૩ )

પકડી કાન અને મારે લપડાક જે,
દેખી સ્નેહીને જાતા કુપથજો !
સમજાવે એકાતે સ્નેહીને અરે !
દેખાડી આપે છે જે સુપથજો ! સન્મીત્રો.

# " અમારી શી ગતિ થાશે ! "

( ગઝલ )

ન રાખી ઈશની ભીતિ, નઠારી જાળવી રીતિ,
કરી પર નારમા પ્રીતિ–અમારી શી ગતિ થાશે !
દીનોને દાન ના દીધુ, અમે સત્કાર્ય ના કીધુ,
અમે ના જ્ઞાન કૈં લીધુ–અમારી શી ગતિ થાશે !

( ૧ )

જરી જગનાથ ના જાચ્યા, શિરો વિશ્વાસુના કાપ્યા,
અતિશય સ્વાર્થમા વ્યાપ્યા–અમારી શી ગતિ થાશે !
નરંકાશ્રુ કદી લુછયા, નકો'ને રાહ શુભ પૂછયા,
મનસ્વી માર્ગમાં કૂદયા–અમારી શી ગતિ થાશે !

( ૨ )

ન શાસ્ત્રોને વિચાર્યા છે, ન ગુરૂના શબ્દ ધાર્યા છે,
અને કૈં અબળ માર્યા છે–અમારી શી ગતિ થાશે !
ન રાખ્યા ધર્મને નીતિ, ઘણી અમ ઉપરે વીતિ !
ગુમાવી છે બધી કીર્ત્તિ–અમારી શી ગતિ થાશે !

( ૩ )

( દોહરો )

સ્હમજાયે પ્હેલા નહિ, પાછળથી સમજાય,
પ્રથમ કદી સમજાય તો, લેશ ન કષ્ટ જણાય.

'મંગળ'

॥ ॐ शंनोमित्रः ॥

—કવિતામય—

# વારાંગના કે દેવાંગના ?

યાને

## ગુલાબ કુમાર.

( હરિગીત— )

### પ્ર ા ર્થ ન !

જયજય દીનેશ ! અનેશ ! જય ઋષિ કેશ ! સુંદર ધામ છો,
જયદેવ ! કરૂ શુભસેવ ! વિશ્વવિહારી ! નર નિષકામ છો;
કાપો કુબુદ્ધિ બાલની ને સન્મતિ આપો હરિ !
કરીને સ્મરણ મ્હેં આપનું મુજ કલમછે ભીની કરી.

( ૧ )

અશુચિ વિદારી અભયકારી ! રાહ શુભ બતલાવજો,
કરીને દયા શુભ ધર્મને નીતિ પુનિત સમજાવજો,
ભવ ઘોર વનમાં ઘોર છાયેલુ તિમિર દેખાય છે,
એ તિમિર પટને છેદવા તમને દીનેશ મનાય છે.

( ૨ )

છે આસરો જેને તમારો તે સદા નિર્ભય વસે,
તવ નામના ઉચ્ચારથી યમના દુતો પણ દુર ખસે,
આધિ અને વ્યાધિ ઉપાધિ બાલની સહુ વામશે,
પાપો બધા પ્રજલી જશે યદિ દષ્ટિ અમિનીતવ થશે !

( ૩ )

બુદ્ધિ નથી સમજણ નથી હુ ક્ષુદ્ર સેવક આપનો,
કરો શાંત જગદાધાર વહ્નિ બાળના સંતાપનો,
જગનાથ ! જોડુ હાથ લક્ષ્મીનાથ ! ઈશ ! કૃપાળ છો,
અંતર ઉદાર સરળ અતિ ને કાળના પણ કાળ છો.

( ૪ )

સત્સ્નેહથી સદ્ભાવથી કરતા સ્મૃતિ જે આપની,
ભીતિ ન તેને કોઇ છે કૈ પાપના ઉતાપની,
પ્રારંભમાં સ્મૃતિ હુ કરૂ છુ વિશ્વના પાળક પ્રભુ !
વિઘ્નો બધા સંહારજો દીન યાચના એ છે વિભુ !

( ૧૧ ) ૧૨૪૫૭

( ૫ )

—ભૂમિકા—

" બ્હા ર વ ટી ઓ "

શમશેર અણિને ટેકવી, શિલા ઉપર, જંગલમહીં,
ઉભો હતો જગદીશ જાગીરદાર વદતો મુખ કહીં;—
રે ! વેરનો અગ્નિ બળે છે ! દેહ સળગી જાય છે !
આતા સ્મરણ અપમાનનુ મુજ હૃદયમા કૈ થાય છે !

( ૬ )

" રૂવે રૂવે લાખો વીંછીના ડંશને સ્હેવાય છે,
" પણ વીરનું અપમાન થાતા દેહ પ્રજળી જાય છે !
" જે રાયને નિજ જાનના ભોગે કરેલી સ્હાય છે,
" બદલો ન દેતા રાય ને હા ! બેવફા તે થાય છે !

( ૭ )

" જાગીર લીધી છીનવી શબ્દો સુણાવી કારમા,
" ઉપકારનો બદલો મળ્યો છે ઘોર અત્યાચારમા,
" પણ પ્રાપ્ત કરૂ જાગીર તો જગદીશ મારૂ નામ છે,
" જૂદા કરૂ એ રાયના અસ્થિ અને જે ચામ છે. "

( ૮ )

ઉદ્દગાર એવા કાઢતો જગદીશ ઉભેલો હતો,
ચોમેર વૃક્ષોની ઘટામા કાફલો છુપો હતો,
જગદીશના ક્રોધિત વદનેથી વચન એ નીકળ્યા,
છુપાયલા જગદીશના સગાર્થીઓએ સાભળ્યા.

( ૯ )

આવ્યા પ્રકાશમહી અને સરદાર તેનો બોલિયો,
" શિરતાજ ! આ તવ સાથિઓને જો કદી આજ્ઞાદિયો,
" આંજ્ઞા કરો તો મીનિટમા શત્રુતણો સહાર છે,
" આ સાથીઓ સૌ આપના તવ સ્હાયમા તૈયાર છે.

( ૧૦ )

" એકેક વીરના હાથમા આ શોભતી તલ્વાર છે,
" ત્યા શત્રુઓ સર્વે ખરેખર ! જાણજો લાચાર છે,"
જગદીશ બોલ્યો "જો વફાદારી તમે સૌ રાખશો,
" જગદીશ જાગીરદારને તો કોઈનો ભય ના કશો."

સાથીઓ —

( ૧૧ )

" અમ જાનથી પ્યારી 'વફાદારી' અમે સૌ માનીયે,
" શિર પ્હાડ તૂટશે કષ્ટના ના કોઈ આમાથી બીયે,
" જે હૃદયમા ઈચ્છા તમોને થાય તે કે' જો તમે,
" ઈચ્છા તમારી સફળ કરવા અડગ ઉભેલા અમે."

( ૧૨ )

આવી રીતે વદતા ઉભેલા છે સહુ જ ગલ વિષે,
ત્યાં દોડતો જાસૂસ આવ્યો સર્વ જ્યા ઉભા દિસે,
બોલ્યો મુખે "સરદાર ! કુવરીરાયની કે જાય છે,
"કબજે યદિ કરવા ચહોતો સત્વરે તે થાય છે !"

( ૧૩ )

જગદીશ બોલ્યો "ઈશ કૃપા ! યદિ થાય કબ્જે કુવરી,
"તો મિનિટમા જાગીર મારી રાય આપી દે ખરી,
"ચાલો તમે સતાઈ જાઓ આસપાસ ઘટા મહી,
"તાલી હુ પાડુ તે સમે તત્કાળ આવી જજો, અહિં

( ૧૪ )

આજ્ઞા થતા જગદીશની સૌ સાથીઓ ચાલ્યા ગયા,
વૃક્ષો ઘટામા સર્વ એકાએક છુપાઈ ગયા,
જગદીશ બોલ્યો હસી "સિતારો આજથી મુજ ચળકશે.
ખોયેલ જાગીર તો હવે મુજ હાથમા આવી જશે.

( ૧૫ )

" હુ છુ ભિખારી તો થયો પણ એ દશા મુજ પલટશે,
"જાગીર સઘળી પ્રાપ્ત થાતા સ્વર્ગના સુખ આવશે,
"આ વ્હારવટુ તજવું અને નિશ્ચિંતતાથી મ્હાલવું,
સંકટ ચાલ્યા જાયને આનંદ, સુખને દેખવું.

( ૧૬ )

'પણ જો મળે જાગીરતો—જાણે નરેશજ હું ખરે !
"નિષ્ફળ ન જાય પ્રયત્ન મારો જો પ્રભૂજી દયા કરે,
" કુંવરી નૃપતિ તણી થાય કબજે તો સફળ જગદીશઆ,
"જાગીરના દેશે કદિ તો કૂવરી આપીશ ના."

( ૧૭ )

એવી રીતે વદતો હતો તલ્વાર રાખી હાથમા,
ભરજગલે તે તો હતો—સાથી ન એકે સાથમાં,
જે સ્થળે જગદીશ ઉભેલો હતો રૂવાબથી,
હા ! તે સ્થળે આવી પહોચી એક મ્હોટી પાલખી

( ૧૮ )

છુપાઇ જગદીશતો ગયો દેખે ન કોઈ માણુસો,
નીચે ઉતારી પાલખી પૂરતા રહીને માણુસો,
અરૂણાવદી "જાઓ કરો નાસ્તો તમે સૌ માણુસો,
"અહિં રાસલેશુ અમે બધી—અહિં ભય જણાતો નથી કશો."

( ૧૯ )

સૌ વાવના કાઠે ગયા ને પેટને દીધા ભરી,
પાણી મીઠુ પીધુ પછી સોએ પથારી ત્યા કરી,
વિશ્રાન્તિ લેવાની ઈચ્છાથી સર્વ આડા જ્યાં થયા,
ત્યાં થાકથી સૌ માણુસો એ વાવપર ઉંઘી ગયા.

( ૨૦ )

અરૂણા તણી સખિયો બધી આવી ઉભી જ્યાં ચોકમાં,
ત્યાતો અરૂણાએ ઉપાડયો રાસ, સુખના શોકમા;
ફરતી બધી સખિયો અને વચ્ચે અરૂણા શોભતી,
અરૂણા પ્રથમ ગતી પછી સખિયો સહુ ઝીલતી હતી.

( ૨૧ )

( રાસ )

"જેમ સૂકાય છે બાઇના ફૂ... લ મારા વ્હાલાજીરે !
" તેમ તારી ગો....રી સૂ. કા ય,
" જઇને કે' ..જો....મારા વ્હા લા જીરે !
"ઉતારા દેશુ ઓરડા મ્હારા વ્હાલાજીરે !
"ઉતારા કરનારો પરદેશ... જઇને કે' જો મારા વ્હાલાજીરે.

( ૨૨ )

" દાતણુ દે શુ દાડમા મ્હારા વ્હાલાજીરે !
" દાતણુનો કરનારો પરદેશ,
" જઇને કે'જો મારા વ્હાલાજીરે !

( ૨૩ )

" નાવણુ દેશુ કુ ડીયું મારા વ્હાલાજીરે !
" નાવણુનો કરમારો પરદેશ,
" જઇને કે'.. .જો....મારા વ્હાલાજીરે !

( ૨૪ )

" ભોજન દેશું લાપસી.. મારા વ્હાલાજીરે !
" ભોજનનો કરનારો પરદેશ,
" જઇને કે'..જો..મારા વ્હાલાજીરે !

( ૨૫ )

" મુખવાસ દેશુ એ....લચી મારા વ્હાલાજીરે !
" મુખવાસનો લેનારો પરદેશ,
" જઇને કે'..જો ..મારા વ્હાલાજીરે !

( ૨૬ )

" પોઢણુ દે...શું ઢોલીયા મ્હારા વ્હાલાજીરે !*
" દરરોજના પોઢનારો પરદેશ,
" જઇને કે' જો.... મારા વ્હાલાજીરે !

( ૨૭ )

થઇ રાસની પૂર્ણાતિ પણ માણુસો આવ્યા નહિ,
એ જોઇને અરૂણાવદી ! "કાં માણુસો આવ્યા નહિ ?"
બોલી સખિ "બોલો બીજુ કૈં,માણુસો તો ત્યા આવશે !"
બોલી અરૂણા "ગાવ ચાલો માણુસો આવશે ?"

* એક ચાલુ ગવાતો રાસ ફેરફાર સાથે.

( ૨૮ )

( રાસ )

" પ્રેમ વૃક્ષડાળે બાંધ્યો શુભ હીંચકોરે !
" આવો પ્રેમી જન હીંચવારે લોલ !
" સ્નેહ સરવરના કાંઠે છે હીંચકો રે !
" આવો સ્નેહી જન હીંચવારે લોલ !

( ૨૯ )

" ભાવનાના લાગણીના ઉડે ફુવારા રે !
" આવો ભાવિક જન હીંચવારે લોલ !
" હિલ્લોલમા છે હર્ષ અનેરોરે !
" આવો આનંદી જન હીંચવારે લોલ !

( ૩૦ )

" રસના ઝરે છે બિન્દુ મધૂ. શરે !
" આવો રસિક જન હીંચવારે લોલ !
" જુદાઈ પ્રાણુની ટકતી નથી અહિ રે !
" આવો અભિન્નજન હીંચવારે લોલ !

( ૩૧ )

" પ્રેમવૃક્ષ ડાળે બાંધ્યો શુભ હીંચકોરે !
" આવો પ્રેમીજન હીંચવારે લોલ !
" સ્નેહ સરવરના કાંઠે છે હીંચકોરે !
" આવો સ્નેહી જન હીંચવારે લોલ !

'मंगल'

( ૩૨ )

રાસ થાતા પુર્ણ સર્વે માણુસો આવી ગયા,
કરવા તહાથી પ્રયાણુ સર્વે માણુસો તો સજ થયા,
ત્યા સાથીઓ સાથે ઉભો જગદીશ રાખી ગર્વને,
બોલ્યો મુખે "કબજે કરીલ્યો સાથીઓ આ સર્વને.

( ૩૩ )

—વફાદાર ચોકીદાર—

'કોણુ છે જુલ્મી ? "થયો સામો ધ્વનિ ત્યા તે પળે,
જગદીશ બોલ્યો ! "ના કઈ રૂઆલથી તારૂ વળે;
"કાને પડયું તારેહશે જગદીશ મારૂ નામ છે,"
ઉત્તર મળ્યો "જાણું છુ હુ શુ બોલ તારે કામ છે?"

( ૩૪ )

જગદીશ બોલ્યો 'કોણુ તુ છે પૂછનારો મૂજને,
" દુર થા ગુમાવ ન જીવનને આપુ સલાહ હુ તૂજને,"
અરૂણા તણો રક્ષક વધો "તારી સલાહ તુ રાખજે!
"તલવાર આ તૈયાર છે જીભ સાચવીને ભાખજે!

( ૩૫ )

જગદીશ બોલ્યો "જીભ નાહક વાપરે છે કેમ તું?
"મૃગરાજની સામે થઈને જીવન ખુએ કેમ તુ?"
ઉત્તર મળ્યો દરકાર મારા જીવનની મુજને નથી,
"નિજ ધર્મની પાસે જરાયે જીવનની કિંમત નથી.

( ૩૬ )

" છે અન્ન મારા દેહમાં જે રાયનું વ્યાપી રહ્યું,
" તે અન્નદાતાનું ચુકાવા ઋણુ સકષ્ટો સહુ,
" આ દેહમાંહી હાથ છે ને હાથમા તલવાર છે,
" તલવાર માહ્રી ધાર છે ને ધારમા ચમકાર છે.

( ૩૭ )

" ચમકારની અતિ તીવ્રતાથી જાણુ તુજ સહાર છે.
" મૃગરાજ છે ના તું, પરતુ ક્ષૂદ્ર મૃગ લાચાર છે,
" મૃગરાજ જેવા માનવી ના હોય દિલ ઉદાર છે,
" તુજ દીલ છે કડવુ અને તું પાપના આગાર છે.

( ૩૮ )

" છે ધર્મ ધ્વશક ને અતિશય જૂલમનો અવતાર છે,
" છે ભોગ લોલુપ તુ અને પાખડનો આકાર છે,
" કૈંને લુટે ને ત્રાસ દે, શયતાનનો સરદાર છે
" કૈંને કરેલા દુષ્ટ તે એકજ ઝપાટે ઠાર છે

( ૩૯ )

" તેથી ન ફૂલાજે જરા આ સિંહનો સન્તાન છે,
કૈં જોર જો બતલાવશે તો તુજ જવાનો જાન છે,
આ દેહમાં ને રોમ રોમે ધર્મનો ભણુકાર છે,
સદ્ધર્મનો મણુરો અમારા કર્ણુમા રણુકાર છે.

( ૪૦ )

ત્યા જાણજે તારા પ્રયત્નો સર્વ નિષ્ફળ તો જશે,
તલ્વારબાજી જો ચલાવી તો જીવન તું ગુમાવશે, "
જગદીશ બોલ્યો "છોડને બકવાદ તારો તું હવે,
છે જોર ના કાંડાંમહી મિથ્યા પ્રલાપો કા લવે ? "

( ૪૧ )

ઉત્તર મળ્યો "છે જોર કે નહિ તે બતાવુ તુજને,
મેદાન છે તૈયાર આ કૈં છે સ્પૃહા ના મૂજને,
જગદીશ બોલ્યો "કેમ તું મિથ્યા અતિ ફૂલાય છે ?!
તુજ મસ્તકોપર મ્હોત તારૂ ઝુલતુ દેખાય છે !

ચોકીદાર —

( ૪૨ )

" મ્હોત શુ છે ચિજ ? તેથી બાયલા ડર ખાય છે,–
સાચા શુરા ક્ષત્રિયબચ્ચા મ્હોતથી હરખાય છે, "

જગદીસ —

દેખાય છે મુજને જવાનો આજ તારો જાન છે,

ઉત્તર:—

નિજ ધર્મને પથે જતાં આ જાન પણ કુરબાન છે.

( ૪૩ )

બન્ને જણા તલ્વારથી લડવા ગયા લાગી અરે !
ચમકાર ને ખખણાટ અસિનો દીલ કંપાવે ખરે !

નિજશક્તિ ખર્ચીને ઉભય લડતા હતા તલ્વારથી,
પામ્યો વિજય જગદીશ શત્રુનો થતા સંહારથી.

( ૪૪ )

ન્હાસી ગયા અરૂણા તણા સૌ રક્ષકો હારી જતાં,
જગદીશ કેરા દેહપર કૈં જખ્મના થયલા હતા,
બોલ્યો "કરો આ પાલખી કબજે હવે મુજ સાથીઓ!
ન્હાસી ગયા છે સર્વ ના ડરશો જરાયે સાથીઓ!

( ૪૫ )

:: વીર રમણી ::

કૂદી પડી અરૂણા લઈ તલ્વાર થૈ ક્રોધી બહુ,
બોલી મુખે "છે વાર કબજે પાલખી કરતા બહુ,
આ શુદ્ધ ક્ષત્રાણી તણા જ્યાં હાથમાં તલ્વાર છે,
કબજે તહા કરતા અમોને પાપીઓ ન્હો વાર છે.

જગદીશ ( ૪૬ )

ના યુદ્ધ છે આ જીભનું આ યુદ્ધ છે તલ્વારનું,
શાંખી ન શકશે સુંદરી! તું તેજ મુજ તલ્વારનું,
છોડી બધો ઉન્માદ ને તું શરણ મારે આવશે,
તો જાણજે અરૂણા! તું તારા જાનને જ બચાવશે.

અરુણા:— ( ૪૭ )

કોનું શરણુ? તારૂ શરણુ? ચાંડાળ જેવાનું શરણુ?
એ ના બને છોને અરે! મુજ નીપજી જાયે મરણુ! "

જગદીશ:—

કાચી ઉમરમાં મૃત્યુપથ જાવું ગમે કાં સુંદરી?
આશા બધી તુજ જીવનની કાં ચૂર્ણ કર તું કુંવરી!

અરુણા:— ( ૪૮ )

કાચી કળી જેવી સુકન્યા તે ઘણી કાપી હશે,
આશા અનેરી કૈં તણી ઓ દુષ્ટ તે કાપી હશે!
પણ આ નથી નિર્બળ પરંતુ જાણ ભીષણ છે,
કબજે અરૂણ કરવી અતિશય કાજ ભીષણ છે

( ૪૯ )

ચણા છે લોહના આ ચાવવાના કાર્ય સ્હેલુ છે,
પકડવા પ્રેમદા અરૂણા થવાનું મ્હોત ઃહેલુ છે,
પછી તારૂ બને કે મ્હોત મ્હારૂ થાય, એ નક્કી નહિ,
પણ જીવતા મુજને પકડવી કાર્ય છે ભીષણ સહી. "

જગદીશ:— ( ૫૦ )

હું વીર છું રણધીર છુ તું એક અબળા જાત છે,
નીપજાવવા મુજ મ્હોત ના તારા મહીં તાકાત છે,
યોદ્ધાય પણ મારા ઝપાટામા ટકી શકતા નથી,
ત્યાં જીભના બકવાદથી તુજથી થનારૂ કૈં નથી.

( ૫૧ )

અબળા બનીને તું નકામી મર્દ સામે થાય છે!

અરુણા:—

અબળા બને પ્રબળા પછી કોથી નહિ જીતાય છે!

જગદીશ:—

તૈયાર છે શા માટ મૃત્યુ માર્ગમાં દોડી જવા,

અરુણા —

મારા :પહેલા તો જશે તું નર્કની ખાવા હવા ”

જગદીશ — ( ૫૨ )

સીધી રીતે ઓ સુંદરી! તાબે નહિ જો તું થશે,
તો જાણજે મેદાન તારા લોહીથી રંગી જશે, ”

અરુણા'—

“ તૈયાર થા લડવા અને જો ઘાત કોની થાય છે?
જોઈ લે મેદાન કોના લોહીથી રંગાય છે!

( ૫૩ )

તૈયાર આ મેદાન છે આ હાથ પણ તૈયાર છે,
તૈયાર આ તલવાર ના શાની જરાયે વાર છે!

જગદીશ:—

વિકરાળ છુ જગદીશ હુ તું એક નિર્બળ નાર છે,

અરુણાઃ—

પણ નારના હાથે જ તારો જાણજે સંહાર છે !

જગદીશ.— ( ૫૪ )

ચરણના એક આઘાતે ધરા ડોલાવનારો હું—
અનંતાકાશને પૃથ્વી પરે છુ લાવનારો હું,
ગગનથી ચંદ્રમા તારા નીચે ઉતારનારો હું,
મહા શુરવીર યોદ્ધાને અરે ! કપાવનારો હું !

( ૫૫ )

એવો અતિ બલવાન છું ત્યા તુજ તણા શા ભાર છે ?
નાહક ગુમાવા જાનને કાં સુંદરી તૈયાર છે ?
તૈયાર યદિ તુ હોય ના જો શરણ લેવા માહરૂં,
ઇચ્છા કરૂ તો મિનિટમાં મૃત્યુ કરીશ હુ તાહરૂં

( ૫૬ )

પણ હું અનાચારી નથી, પાપી નથી, નિર્દય નથી,
છુ ધર્મને હું જાણનારો ઘાતકી જેવો નથી;
કબજે તને કરવા મહીં મારો ન ખોટો ભાવ છે,
જાગીર મારી પ્રાપ્ત કરવાનો ખરે ! પ્રસ્તાવ છે.

( ૫૭ )

કબજે થઇ જા કુંવરી ! ના આંચ તુજને આવશે,
જાગીર મળશે કે તરત તુજ છુટકારો થઈ જશે,

તાબે કરૂ છુ હું તને વિકારવશતાથી નહિ,
જાગીર કરવા પ્રાપ્ત તુજને પકડવા ચાહું સહી. ”

અરુણા — ( ૫૮ )

“ શયતાનના શબ્દો મહીં વિશ્વાસ મૂખાત્મા કરે,
તારા મધુરા શબ્દનો વિશ્વાસ ના અરૂણા કરે,

જગદીશ —

“ જો ના કરે વીશ્વાસ તો વશ તુ બલાત્કારે થશે,
જગદીશ માયાળુપણુ છોડી પછી નિર્દય થશે ”

( ૫૯ )

અરૂણા:—

“ નિર્દય થશે તુ તે થકી ના લેશ હુ ડરનાર છું,
તલ્વાર વાપરવા જશે તો જાણ તુ મરનાર છુ ! ”

જગદીશ.—

“ શેખાઇ છોડી દે બધી પચાત આવી કા ગમે ?
બકવાદ કા કરતી, બધી તુજ બુદ્ધિ તારી શું ભમે ? ! ”

( ૬૦ )

જગદીશ આપે દાબ પણ અરૂણા ન ગણુકારે જરી.
જગદીશની સામે ઉભી જાણે ભવાની છે ખરી,
તલ્વારબાજી ત્યાં શરૂ બન્ને જણાં એ છે કરી,
જગદીશના બળથી નહિ બળવાન ઓછી સુંદરી !

( ૬૧ )

જગદીશ જ્યાં હારી ગયો ત્યા સાથીઓએ દગો કરી,
નાખી રસી પાછળ રહીને અરૂણાને કબજે કરી,

અરૂણાઃ—

" ઓ ! હીચકારા ! બાયલા ! કીધો દગો અ તે ખરે !
વીરતા બધી ચાલી ગઇ કયા ? કે દગો કીધો અરે !

( ૬૨ )

જગદીશ બોલ્યોઃ "બોલ તું મુજ સાથ આવી શકે નહિ ?
અરૂણાવદી "શયતાનનો સ ગ મુજને શોભે નહિ;
જગદીશ બોલ્યોઃ " કેમ મિથ્યા હઠ કરે છે સુ દરી !
સીધી રીતે તું આવશે તો આંચ નહિ આવે જરી.

( ૬૩ )

મારા નિવાસે હુ તને રાખીશ સાચા ભાવથી,
દેવી નથી પીડા તને તુ ચાલ સાચા ભાવથી,
સુખ સાહ્યબી તુજ તાત પાસે જે તને મળતી તદા,
તેવીજ અનુકુળતા તને આપીશ હુ તુજને સદા

( ૬૪ )

છે માત્ર આશય પકડવાનો તૂજને મારો—અને,
એ રીત જાગીર પ્રાપ્ર થાશે માર્ગ લાગ્યો શુભ મને,
માટે ન કંઈ સ કોચ વિણુ તું ચાલ મારી સાથમાં,
જો ના કહેશે તો બહુ છે જોર મારા હાથમાં.

( ૬૫ )

અરૂણાવતીઃ "જો જોર તારા હાથમાં અતિશય હતું,
તો છેતરીને બાંધવાનું કામ શું તુજને હતું ? !
પણ તે દગો કીધો બતાવા એજ તુ કમજોર છે !
સ્રીને ન જીતવા શક્તિ છે ખાલી નકામો તોર છે !

( ૬૬ )

હુ શુ કરૂ ? તે છેતરીને હાથ બાંધ્યા માહરા,
નહિ તો ઉડાડુ પ્રાણ હુ પાડુ પ્રહારે તાહરા,
કર હાથ છૂટા ને પછી મુજ જોઇ લે શુરવીરતા,
વાર થાય છે કેટલી તારા હૃદયને ચીરતા.

( ૬૭ )

જો હાથ છૂટા હોય તો તુજ શિરનુ છેદન કરૂં,
ચંડાળ ! તારા લોહી કેરૂ પાન હુ આજે કરૂં;
ફરીને દગો નામર્દ શુ આવી રીતે ફુલાય છે,
કર હાથ છુટા જો પછી કોનુ હૃદય ચીરાય છે ? "

( ૬૮ )

જગદીશ બોલ્યો "કુવરી ! હઠમાં જરા ના માલ છે,
તું ચાલ આગળ થા નહિ તો હાલ તુજ બેહાલ છે, "
જગદીશના શબ્દો ન ગણુકાર્યા અરૂણાએ જરી,
જગદીશ કોપ્યો સિંહ જેવી ત્રાડ મુખથી ઉચ્ચરી.

## :: અણધારી મદદ ::

( ૬૯ )

ચંડાલિણી ! તલ્વારથી કાપીશ હુ તુજને સહી,
પડકાર આવ્યો ત્યા "બને છે ઘાતકી કો' નર અહિં,
બીજી પળે આવી ઉભો જગદીશ સ્હામે માનવી,
રાખી રીવૉલ્વર હાથમા બોલ્યો મુખે તે માનવી "

( ૭૦ )

શયતાન્ ! અબળાને સતાવે છે ! તને ધિ કાર છે !
ચાલ્યો અહિ થી જા ખરે ! તુ મરદ નહિ પણ નાર છે !
શક્તિ મને તારી જણાવાનો તને વિચાર છે ?
તો ઠાર કરવાને તમચો હાથમા તૈયાર છે. "

( ૭૧ )

જગદીશની પાસે હતી બન્દૂક પણ ખાલી હતી,
એથી ધ્રુજારો ત્યા થયો જગદીશના અગે અતિ,
સમયને દઇ માન તે નાસી ગયો ત્યાથી ખરે !
હા ! વારની છાંયામહી ઉભો રહે વીરલ ખરે !

( ૭૨ )

જગદીશ એવો વીર ન્હોતો કેમ તે સ્થીર રહી શકે ?
વીરના નથી નથી તેજ ઝરતું કેમ તે ઝીલી શકે ?
જગદીશના ન્હાસી ગયાથી અરૂણને છુટી કરી,
એ વીર સામે હાથ જોડી અરૂણા મુખથી ઉચ્ચરી:

( ૭૩ )

શયતાનની સાથે ઝઘડતાં વ્યય થયો શક્તિ તણો,
મારા બળે જ્યારે પરાજય તો થયો પાપીતણો,
ત્યારે દગેથી દોરડેથી કેદ છે મુજને કરી,
આવી તમે મારી અણિના સમયમા મુક્તિ કરી.

( ૭૪ )

સખિયો બધી શયતાનના હાથે કપાણી છે અહિં,
એ જૂલ્મનો બદલો ઘટે છે આપવો તેને સહી,
જાવા દીધો તેને તમે એ છે બહુ ખોટુ કર્યું,
ખિલતી જુઓ કળીઓ બધાના જીવનમા વિષ છે ભર્યું

( ૭૫ )

"પ્હેલાં કરો તવગામ રક્ષણ હાર ! શું તવ નામ છે ?
ઉત્તર મળ્યો: "મધુરી ' તમોને નામથી શુ કામછે ! "
આરૂણાવદી " વીર ! આજ ઉપકારક થયા મારા તમે,
ઉપકારના કરનારનું શુભ નામ સાભળવુ ગમે. "

( ૭૬ )

છે નામ મારૂં ગુલાબને હરિપુર મારૂ ગામ છે,
છે તાત મારા ના કરે સહુ રાજકેરી લગામ છે,
શિકાર કરવા હું ગઈ કાલે ગૃહેથી નિકળ્યો,
આજે અચિંતો સુંદરી ! આ સ્થાનકે આવી ચ્હડયો.

( ૭૭ )

દુઃખમાં નિહાળી આપને મેં ફરજ મારી વાપરી,
માનો નહિ તેમાં જરા ઉપકાર મારો સુંદરી !
નિસહાયને કરવી મદદ એ ધર્મ ક્ષત્રી તણો,
દુખ અબળાના સહારવા એ ધર્મ છે ક્ષત્રી તણો.

( ૭૮ )

" ઉપકારનો ઉચ્ચાર એ છે ભ્રષ્ટતા કર્તવ્યની,
ઉપકારનો ઉચ્ચાર એ છે ભ્રષ્ટતા મંતવ્યની,
ઉપકારનો ઉચ્ચાર એમા છે લઘુતા જનતણી,
ઉપકારનો ઉચ્ચાર એમા ના મહત્તા જનતણી. "

અરૂણાઃ— ( ૭૯ )

" માનો તમે તવું ભલે પણ હું ન એ માનુ જરા,
આપે જીવન મારૂ બચાવ્યું છો જ ઉપકારક ખરા,
મસ્તક સદા મારૂ તમારા ચરણમાં રે'શે પડી,
ઉપકાર ના કરનારનુ થાશે સ્મરણ ઘડીએ ઘડી. "

( ૮૦ )

બોલ્યો ગુલાબ " હુ જાઉં છુ જાઓ તમે તવ મારગે, "
" કઈ છે ન ડર જાઓ તમે આવ્યા હતા જે મારગે, "
અરૂણાવદીઃ " જાવુ ઘટે શું છોડીને જગલ મહીં,
અબળા અનાથ હું છુ ફસી હું જાઉં અન્ય કરે કહીં. "

( ૮૧ )

માટે તમે મુજ સાથ ચાલો ગામ આવે ત્યાં લગી,
બોલ્યો ગુલાબ "ભલે હું આવું ના જરા મારી નથી !"
ચાલ્યા ઉભય ત્યાંથી અને આવ્યા મણિપુર ગામમાં,
ગુલાબને અરૂણા લઈ ગઇ આગ્રહે નિજ ગામમાં.

( ૮૨ )

નિજ તાતની પાસે બધીયે વાત વિસ્તારી કહી,
આ વીરનરના હાથથી બચવા હુ પામી છુ સહી;
અરૂણાતણા બોલ્યા જનક "વીર ! આપનો ઉપકાર છે,
પુત્રી બચી મારી તમારો એ મહા આભાર છે !"

( ૮૩ )

ઉપકારનો બદલો તમોને આપવાનુ કૈ નથી,
કીધુ તમે છે કાર્ય તેની આક તો હિંમત નથી,
ઉપકાર અણુમુલો થયો મારા ઉપર છે આપનો,
સત્કાર કરવો માહરે છે ભાવથી શુભ આપનો

( ૮૪ )

માટે થોડા દિવસ ગુજારો મુજ ગૃહે એ વિનતિ,
સત્કાર કરવા આપનો ઇચ્છા મને ઉરમા અતિ,
બોલ્યો ગુલાબ "નથી રજા મે તાત મારાની લીધી,
કેવી રીતે હું અહીં વસુ ! આજ્ઞા વડીલની નથી લીધી."

( ૮૫ )

અરૂણા વદી મીઠું હસી "દિવસ ભલે થોડા રહો,
પણ 'કબુલ છુ' એવુ તમે મુજ તાતની આગળ કહો,
બોલ્યો ગુલાબ "વધુ વધુ આગ્રહ કરો છો જો તમે,
તો હું કબુલ છુ આપના ગૃહમા રહેવા આ સમે

( ૮૬ )

એ સમયમા ગુલાબ ને અરૂણા બગીચામા ગયા,
અરૂણા તણા માતા પિતા અતર અતિ રાજી થયા;
માતા અરૂણાની વદી "કુમાર પરણેલા ન હો !—
તો અરૂણને પરણાવવા કુમારને સ્નેહ કહો."

( ૮૭ )

"કાલે પૂછીશું !' કહી અરૂણાના પિતા ફરવા ગયા,
પૂત્રી જીવન ઉગારનારાની ઉપર રાજી થયા,
યદિ હોય કુવારા ખરે ! કૂમાર તો સારૂ ઘણું,
વિવાહ અરૂણાનો કરૂ તો જોડલુ શોભે ઘણું"

( ૮૮ )

:: વેશ્યા ::

"જગદીશ જાગીરદાર નિજ આવાસમા બેઠો હતો,
મુછને મરડતો હોઠ પીસતો ને હુકાને ફુકતો,
આવ્યો તહા જાસુસ લઇને એક નારી સાથમાં,
બોલ્યો મુખે. "સરદાર ! એક શિકાર આવ્યો હાથમાં."

( ૮૯ )

જગદીશની આજ્ઞા મળી "છીનવો ઘરેણું તે તણા,
આજ્ઞા અમલ કરવા થયા તૈયાર બદમાશો ઘણા,
દીધા ઘરેણાને ઉતારી નારીએ નિજ હાથથી—
બોલી મુખે. "ના કોઇ મુજને સ્પર્શ કરશો હાથથી.

( ૯૦ )

બદમાશ કે બોલ્યા "ભલે હા ! સ્પર્શ કરશું પગ થકી,"
બોલી વનિતા જો "અડયા તો જાન જોખમમા નકી,"
જગદીશ બોલ્યો "કોણ છે તું ! કયા રહે છે તું ખરે ! "
નારી વદી "હું છુ ગુણકા નામ ચન્દ્રપ્રભા ખરે ! "

( ૯૧ )

જગદીશ —

"ગુણીકા બની ને કેમ છણુકા આમતું કરવા ચહે,
પણ કયા રહે છે તુ ! તે ગામ નામ મને કહે, "

વેશ્યા:—

"મણિપૂરમા રહું છુ ન ધંધો ગુણકાનો હું ધરૂ,
દૂર રોજ સ્વામિ શોધવા છે પાપ એતો આ કરૂં; "

( ૯૨ )

જગદીશ ચમકયોઃ "તું મણિપુરમાં રહે છે ? સત્ય શું ?"
વેશ્યા વદીઃ "સાચુ કહું છુ લેશ પણ ન અસત્ય છે ! "

જગદીશની આજ્ઞા મળી ! પૂરો પિંજર આ નારને, ”
“ જો વાપરે પાવર જરા તો આપજો ભ્હો મારને ”

( ૯૩ )

વેશ્યા વદી ! શા માટ મુજને કેદમા પૂરો તમો ?
“ મે કઇ બગાડયું નથીં તમારૂ કેમ તો મુજને દમો ? ”
જગદીશ બોલ્યો “ તુ મણિપુર ગામની રે'નાર છે !
“ એ માટ તુ મારી ખરે ! કેદી અહિ થાનાર છે ! ”

( ૯૪ )

વેશ્યા વદી· મણિપુર ઉપર ચીડ તમને કેમ છે ? ”
જગદીશ બોલ્યો ! “ શય મણિપુર સાથ મારે એમ છે ? ”
અરૂણા હતી પકડેલ મે પણ કોઇ છોડાવી ગયું,
આશા મકાન ખરે ! અરેરે ! જમીન દોસ્ત થઈ ગયુ. ”

( ૯૫ )

વેશ્યા વદી ! અરૂણા દઉ પકડાવીને હું આપને,
જો ના દિયો મુજને તમે હા ! લેશ પણ સતાપને,
જગદીશ બોલ્યો ! અરૂણાને પકડાવીં તુ આપે સહી,
“ તો લેશ પણ સતાપ તુજને આપવાનો હું નહિ ”

( ૯૬ )

વેશ્યા —

ચાલો લઇને પાંચ સગાથે તમારા માણુસો,
પકડાવીં હું અરૂણા દઉ ના ફેર તેમાંહી કશો ! ”

જગદીશ ચાલ્યો સાથ વેશ્યાની, લઇ જન પાંચને,
વેશ્યા વદી !" નહિ આવવા હઉં એક ઉન્હી આંચને "

( ૯૭ )

તેજ સ્થાને છોડી બધા મણિપુરના રસ્તે પડયા;
અરૂણા ગુલાલ એ સમયમા ઉધાનમા આવી ચડ્યા;
ઉધાનમા વીણા પડેલી દ્રાક્ષ વૃક્ષ ઘટા નીચે,
બાંધ્યો હતો ત્યા હીંચકો એ વૃક્ષ કેરી ઘટા વિષે-

( ૯૮ )

આવ્યા ઉભય ત્યા ને અરૂણા હીંચકે બેઠી હસી,
વીણા લીધી ગુલાલ સિ હે બીક ના રાખી કશી;
"બોલો કુમાર!" અરૂણની આજ્ઞા મળી હસતા.મુખે,
ને ગુલાલ બોલ્યો ગીત કવિ 'મગન' તણુ ત્યાતો સુખે.

( ૯૯ )

" છે લાલ મધુરા ગાલ રસના બિન્દુ ઝરે !
છે ભવ્ય ભાલ કપાલ રસના બિન્દુ ઝરે !
કોમળ છે હોઇ પ્રશાત રસના બિન્દુ ઝરે !
દાડમ કળી જેવા દાત રસના બિન્દુ ઝરે !

( ૧૦૦ )

છે ચક્ષુ હરિણી સમ સાર રસના બિન્દુ ઝરે !
હૃદયથીમાં હર્ષ અપાર રસના બિન્દુ ઝરે !

હોઠો દે ચુંબન દાન રસના બિન્દુ ઝરે !
રસિયાની જાયે સાન રસના બિન્દુ ઝરે !

( ૧૦૧ )

બાહુ છે ઠંડ મૃણાલ રસના બિન્દુ ઝરે !
છે કૂચ કઠિન વિશાલ રસના બિન્દુ ઝરે !
હરદ છે પોયણા તુલ રસના બિન્દુ ઝરે ! ”
કટિ દેશ ખરે અણુમૂલ રસન બિન્દૂ ઝરે ! ”

( ૧૦૨ )

જઘનો છે કદળી સ્તભ રસના બિન્દુ ઝરે ?
મ્હાની છે દેહ સ્તભ રસના બિન્દુ ઝરે !
સૌન્દર્ય અતિ ઉભરાય રસના બિન્દુ ઝરે !
લલના ! તુજ કોમળ કાય રસના બિન્દુ ઝરે !

( ૧૦૩ )

ભોગી ભ્રમર લલચાય રસના બિન્દુ ઝરે !
માધુર્ય બહુ ઉભરાય રસના બિન્દુ ઝરે !
હોઠોપર ફરકે સ્મીત રસના બિન્દુ ઝરે !
ચોરે રસિયાનું ચિત્ત રસના બિન્દુ ઝરે ! ”

( ૧૦૪ ) ‘મંગળ’

સાંગસ જ્યાં પુરૂ થયું અફણા તહાં બોલી હસી,
સંગીત બાવું બોલતા હો ! શરમ છે કે ના કશી !

કીધું તમે વર્ણન કહોને સુંદરી કેનું અરે ? ”
બોલ્યો ગુલાબ ! “અરૂણા વર્ણન હું કરૂં કોનું ખરે !

( ૧૦૫ )

સન્મુખ મારી જે ઉભેલુ હોય તેની કાયનું,
કીધુ અરૂણું વરણન અહિંયા મે તમારી કાયનુ,
ખોટુ કદી લાગે યદિ તો આપજો માફી મને, ”
બોલી અરૂણા “લેશ નથી ખોટું ખરે લાગ્યું મને !

( ૧૦૬ )

જો કોઈ અન્ય અહિ હતે તો ધુળ તેની કાઢતે,
ઠપકો દઈ તેને અને આ બાગ બ્હારે કાઢતે,
પણ આપની પાસે ખરેખર ! હુ બની લાચાર છુ !
પડતી ખબર મુજને નથી કે કેમ હુ લાચાર છુ !

( ૧૦૭ )

કરીને પ્રસશા માહરી છે વેર તો મુજથી કર્યું,
એ વેરની વસુલાત કરવાનું મને છે સાંભર્યુ, ”
એવું કહી અરૂણા, વીણાને હાથમા લીધા પછી,—
સગીત બોલી એક મીઠુ, સૂર મેળવ્યા પછી.

( ૧૦૮ )

“ શ્રી સ્કંધ સરીખા સૂર રૂપના શશિ તમે,
રતિ દેવ સમ મૂખનું નૂર રૂપના સશિ તમે,

છો વીરતાથી ભરપૂર રૂપના રાશિ તમે,
કરો શત્રુ શરીરને ચુર રૂપના રાશિ તમે.

( ૧૦૯ )

અંતરમાં ઉછળે વ્હાલ રૂપના રાશિ તમે,
છે કાંતિ વિલસતું ભાલ રૂપના રાશિ તમે;
મુછ ઉપર લીંબુ ઠરે રૂપના રાશિ તમે,
વદનેથી પિયુષ ઝરે રૂપના રાશિ તમે.

( ૧૧૦ )

કામણગારા છે નેત્ર રૂપના રાશિ તમે,
છો રસભીનું ઉરક્ષેત્ર રૂપના રાશિ તમે,
છાતી છે વજ્ર સમાન રૂપના રાશિ તમે,
બાહૂ છે શક્તિમાન્ રૂપના રાશિ તમે.

( ૧૧૧ )

બુદ્ધિ સારી દેખાય, રૂપના રાશિ તમે,
રમણીનાં મન લોભાય રૂપના રાશિ તમે,
શા પરણેલા કે કેમ ? રૂપના રાશિ તમે,
ઉછરે છે ઉરમાં પ્રેમ રૂપના રાશિ તમે.

( ૧૧૨ )

સ્વીકારજો અમ સન્માન રૂપના રાશિ તમે,
અર્પો અરમાનનું દાન રૂપના રાશિ તમે,

( ૩૯ )

કોર્યું મુજ  કાળજડું રૂપના રાશિ તમે,
હું આપ ચરણુમા પડુ  રૂપના રાશિ તમે.

'મગન'

( ૧૧૩ )

ગીત પૂર્ણ થાતાં ગુલાબ બોલ્યો: " વેરની  વસુલાત આ,
રમણીયને મીઠી અતિશય વેરની વસુલાત આ;
વર્ણન કર્યું  કેના શરીરનું એહ સમજી ગયો ખરે !
વર્ણન કર્યું તેની પ્રમાણે હું નથી જરીયે અરે !

( ૧૧૪ )

અરૂણા:—

" તેનુ તમારે કામ શું ' મેંતો દીઠું' તેવું  કહ્યું, "
બોલ્યો ગુલાબ "ભલે કહ્યુ કીધુ તમારૂ મે સહ્યુ, "
હીંચકે ગુલાબ ગયો અને અરૂણા વદી મુખથી તહી,
" બેસો તમે હીંચકે હીચાવુ છુ તમોને હુ સહી. "

( ૧૧૫ )

હીંચકે ન બેઠયો ગુલાબ ત્યા  જગદીશ આવ્યો  બાગમાં,
આવ્યો ઉતાવળથી ઉભેલ  હતા  ઉભય  જે  ભાગમાં,
વેશ્યાવદી. આ અઈણુને વેરી ગુલાબ ઉભા જુઓ,
" પકડો હિંમત જો હોય તો નારાહ કોઇ તણી જુઓ. "

( ૧૧૬ )

જગદીશ બોલ્યો 'ગુલાબ વેરી' કાળ તારો આવિયો, "
એ સાભળી ચમકી જતા ગુલાબ મુખથી બોલીયો;
છે શરમના કૈં તૂજને આવ્યો વદન દેખાડવા,
"જા તું અહિંથી,–જઈશ નહિ તરત નરકની ખાવા હવા."

( ૧૧૭ )

જગદીશ બોલ્યો ' એ સમયને આજ તું નવ જાણજે,
છે મ્હોત તારૂ આ સમયે એ વચન સત્ય પ્રમાણજે,
" બન્ને જણા કેદી બનો મરવુ ન હોયે જો કદી, "
જગદીશ મૌન રહ્યો પછીથી એટલા શબ્દો વદી

( ૧૧૮ )

ગુલાબ ક્રોધિત હા ! થયો જગદીશપર કૂદી પડયો,
પાડી નીચે જગદીશને ગુલાબ છાતીપર ચ્હડયો,
નિજ ભેટમાથી કટાર કાઢીને ઉગામી શત્રૂ પર,
બોલ્યો પછી ગુલાબ પાપી ! દૃષ્ટ ' તુ ભગવાન સ્મર

( ૧૧૯ )

છેલ્લી ઘડી પ્રભુ સ્મરણની આપુ તને હુ આ ક્ષણે,
" કરીલે સ્મરણ પછીથી કટારી જાન તારાને હણે, "
જગદીશ બોલ્યો' માફ કર ગુન્હા બધા મારા અરે!
"જગદીશ જાગીરદાર આ નહિ પાપ આ ક્ષણથી કરે!"

( ૧૨૦ )

છોડી દીધો જગદીશને ગુલાબ સિંહે તે પળે,
જગદીશ બોલ્યો તમ સરીખા પાસથી જીવિત મળે,
ઉપકાર માનીશ હુ તમારો આ ક્ષણેથી સર્વદા,
"આપીશ શક્તિ મુજબ મદદ પડશે જરૂર તમને કદા."

( ૧૨૧ )

કરીને પ્રણામ ગુલાબને જગદીશ તો ચાલ્યો ગયો,
ગુલાબ હસીને કુવરી અરૂણા તણી પાસે ગયો,
અરૂણા વદી ! શાબાશ છે ! તમ વીરતાને ધન્ય છે,
શુરવીર તમ સરખો નહિ આ વિશ્વમા કો' અન્ય છે!

( ૧૨૨ )

શત્રૂ ઉપર કરવી દયા સદગુણ મ્હોટો એ અતિ,
આપ્યું જીવિતનું દાન તેને, કાર્ય તે શુભ છે અતિ,
"કહુ આ બીના મમ તાતને રાજી થશે તમ ઉપરે,"
બોલ્યો ગુલાબ ! "ન વાત આ કરજો પ્રગટયકાયે ખરે!"

( ૧૨૩ )

## —દુષ્ટ દિવાન—

---

મણિપુર રાજ્યતણો દિવાન કુટિલ અ તરનો હતો,
કે સમયથી અભિલાષ તેને રાજ લેવાનો હતો,

તેના મદદગારો હતા બે ખાપરોને કોડિયો,
"નિજ સ્વાર્થને સાધોજ બસ" એ મંત્ર ભણતો કોડિયો

( ૧૨૪ )

બેઠા હતા વિચારમા દિવાનખાનામા ત્રણે,
દીવાન બોલ્યો "રાયને બોલો તરતમા કો' હણે?"
ત્યાં ખાપરો બોલ્યો "મલે કલદાર પાચ હજારજો,
"હા! ખૂન કરવા રાયનું હુ આ પળે તૈયાર તો"

( ૧૨૫ )

દીવાન બોલ્યો "કબુલ પાચ હજાર દેવાના તને,
"શબ રાયનુ દેખાડ બે ત્રણ દિવસમા સત્વર મને,
"ગુલાબને પણ જો હણે તો કામ પાર પડે બધુ,
"ને રાજ મળતા મૂજને આનદ-સુખ આવે વધુ"

( ૧૨૬ )

ત્યાં ખાપરે બોલ્યો "બનો રાજા ખરેખર! આપજો,
"મુજને તમે દીવાનનુ પદ અન્ન દાતા આપજો!"
ને કોડિયો બોલ્યો. "મને સેક્રેટરી પદ આપજો,
"બસ રાજ્યતત્ર ઉભય અમોને સર્વ સોપી આપજો."

( ૧૨૭ )

કહી "હા." અને દીવાન બીજા કામમા ચાલ્યા ગયા,
કલદાર પાંચ હજાર લઇને ઉભય પણ રસ્તે પડ્યા;

માર્ગમાં બને જણા સાથે સુખે વદતા હતા;
બન્ને તણા મુખ ઉપરે ચમકાર હર્ષ તણા હતા.

બન્ને:— ( ૧૨૮ )

"બારી ઉઘાડી નાખીને પ્રપંચની નિશાળની,
"કહ્હાર આજ લીધા પુરાછે ખબર કોને કાલની?
"જોડી બની છે આપણી રૂડી સુરા ને જમાલની?
"યુક્તિ ચલાવો સત્વરે છે ખબર કોને કાલની?

( ૧૨૯ )

"રાજા બને દીવાન જો બાજી મળે તો તાલની,
"કરવા પ્રયાસો આજથી છે ખબર કોને કાલની?
"રડવુ તજી, હસવું તજી વાતો તજીને વ્હાલની,
"પ્રાપચ ખેલો સત્વરે છે ખબર કોને કાલની?

( ૧૩૦ )

હસતા અને વદતા ઉભય ગૃહ તરફના રસ્તે જતા,
બન્ને જણા જૂદા પડયા બે લીટીયો મુખ બોલતા;
"ભાવિતણી વાતો તજી બાજી ચલાવો હાલની,
"શાસ્રોય પોકારી કહે છે ખબર કોને કાલની?

( ૧૩૧ )

## —વિરહી વેશ્યા—

---

વેશ્યા પડી જગદીશથી જુદી અને આવી ગૃહે,
પડીને પલગે તે પછી નિજ હૃદયની સાથે કહે,
"શુ રૂપ છે ગુલાબનુ ! જાણે મદન અવતાર તે,
"છે ધન્ય તે સન્નાગ્ના થાશે તે નરની નાર જે."

( ૧૩૨ )

દૃષ્ટિ પડી સારગીપર, સારગી લીધી હાથમાં,
સુરતાલમા મિલાવી પછી તે મસ્ત બની સગીતમા;
સારગીના મધુ સુર સાથે ગીત મધુર થયુ શરૂ,
એવી રહી વેશ્યા વદનથી ગીત ગાઈ રહી ખરૂ.

( ૧૩૩ )

"ગુલાબ કુમાર ! મદનનો અવતાર !
"છે ધન્ય પત્ની થાય એની ખરે જે નાર ! .. .ગુલાબ૦
"વિરતા અતિ જણાય,
"કાતિ વદનપર દેખાય,
"હૃદય રમણીના લોભાય.. . .ગુલાબ કુમાર !

( ૧૩૪ )

"છે અતીવ દિલ ઉદાર,
"શત્રુને ન પીડનાર,
"પુનિત જીવન છે અપાર ....ગુલાબ કુમાર!

( ૧૩૫ )

"ભાલ ભવ્યતા ભરેલ,
"જીહ્વામા સુધાની રેલ,
"હૃદયમા જરા ન મેલ .. ગુલાબ કુમાર!

( ૧૩૬ )

"નયન દ્વય અતિ વિશાલ,
"શત્રુ પ્રતિ બને કરાલ,
"સ્નેહીપર જણાય વ્હાલ.... ગુલાબ કુમાર!

( ૧૩૭ )

"સદ્ગુણો તણી સુખાણ,
"દીવ્ય જ્ઞાનથી સુજાણ,
"કેટલા કરૂ વખાણ,. ગુલાબ કુમાર!

( ૧૩૮ )

"શ્રેષ્ઠ અતીવ છે વિચાર,
"હૃદયમા નહિ વિકાર,
"મંગલ ' પુનિત છે આચાર . .ગુલાબ કુમાર!

( ૧૩૯ )

—ગઝલ—

"કુલેજુ એ રસીલાએ કીધુ ઘાયલ અપારી છે,
"ઉંડા અંતર ઉંડાણેહા ! દીધી ભોંકી કટારી છે;
"નયનની આગળે સૂરત મને તેની જણાયે છે,
"હૃદય એ વીરના સૌંદર્યના રસમાં તણાયે છે.

( ૧૪૦ )

"ઘડી ઘડીયે રહે રટતું હૃદય એ મદન મૂરતને,
"ચાહે છે દેખવા આ દીલ એ રસ પુરણ સૂરતને,
"મળે ક્યારે મને એ વીર ? હૃદય ધરતું નથી કે ધીર,
"મને સ્વીકારશે પત્ની તરીકે શુ કદી એ વીર ?

( ૧૪૧ )

"હૃદય જપતું સદા તેને કહું હુ વાત તે કે'ને,
"ગણે મુજને દીવાની તુલ કહું હું વાત આ જેને,
"નહિ મનમાં રહે વાતો પડે શિરે ભલે લાતો,
"ગુલાબ કુમારપરનો પ્રેમ અ તરમા નથી મા' તો

( ૧૪૨ )

"દિવાની હું બની છુ તેમના સૌન્દર્યને દેખી,
"કરીશ હું તેમને વીનતિ ભલે દિવાની લે લેખી;

"નહિ સત્કાર જો થાશે ગરીબ આ જીવતી જાશે,
"પરંતુ વિશ્વમાં કો' માનવી સ્વામિ નહિ થાશે.

( ૧૪૩ )

આવી રીતે ગુલાબમા તલ્લીન તે વેશ્યા હતી,
આવ્યો તહા ઉતાવળે તે નારનો આશક પતિ;
બ્હારે રહી ઉભો અને સગીતને સૂણ્યુ હતુ,
તેનું હૃદય તો કોપના આવેગથી ધ્રુજતુ હતુ

( ૧૪૪ )

આવ્યો અને બોલ્યો "કરે છે સ્મરણ કોનુ તુ ખરે !"
વેશ્યાવદી "કો' રસિકનુ મુજ હૃદય આ સ્મરણ કરે;

પુરૂષઃ—

"એ રસિકજન છે કોણ ? તેનું નામ તું મુજને કહે,
"છોડી મને તુ પાપિણી શુ અપર માનવને ચ્હે ?"

( ૧૪૫ )

એવું કહીને તે નરે કાઢી કટારી કમરથી,
વેશ્યા ફરી બોલી "તમારા વીણ મારૂં કો' નથી,
"જીવન અને મૃત્યુ મંહી બસ એક તમ ભરથાર છો,
"આ દાસીના જીવન ! તમે મુજ દેવના અવતાર છો

( ૧૪૬ )

એવુ વદી વેશ્યા અને તે શાંતતા જન પામિયો,
બનીને લટ્ટુ આશક પછી હસીને ત્યા તો બોલયો,

"શાણી ! તુ રૂપનું ધામ છે માધૂર્યનું તું પૂર છે,
" લાવણ્યનો આગારને તુજ વદન પર બ્હો નુર છે."

( ૧૪૭ )

ધીમે રહી લીધી કટારી છીનવી નારી કરે,
ભોંકી દીધી આશક તણી છાતી મહી સત્વર ખરે !
"ઓ .હો !" વદીને અ તમા આશક મરણ વશ થઈ ગયો,
માશુક તણાં કરથી ખરે ! આશક મરણ પથમાં ગયો.

( ૧૪૮ )

ભુમ સાંભળી આશક તણીને ખાપરો આવ્યો તહીં,
દેખી પ્રકાર વિચિત્રને વેશ્યા પ્રતિ બોલ્યો તહી,
" આ માનવી મૃત્યુ શરણ કીધો કહે કોણે અહિ ? "
વેશ્યાવદી ! " એને મરણનુ દાન દીધુ મે સહી "

( ૧૪૯ )

ત્યાં ખાપરાના મગજમા યુક્તિ મધુરી તો સુઝી,
રે ! ખબર ખુનની કોઇને ના સુદરી પડી છે હજી;
માટે કહું હુ તેમ તુ કર આ સમયમા સુદરી,
તો ઉગરશે તું ખૂનના આરોપમાંથી સુંદરી.

( ૧૫૦ )

ચિઠ્ઠી લખુ હું તે પરે સહી આપવી તારે મને
કે ખુનના આરોપ માટે પુછશે ના કો' તને !

કીધે ગુન્હા છે ત્હે મહા પણ આચના કૈં આવશે,
" અસ્નાર ક્રુળ ભેગો થયો ના વાળ તુજ વાંકો થશે."

( ૧૫૧ )

વેશ્યા કહે " ચિઠ્ઠી લખો આપીશ હુ તે પર સહી,"
ત્યા તરત કાગળ પર લખ્યા ત્યા ખાપરે શબ્દો કહી;
બેશ્યા ચિઠ્ઠીને વાચતાં કપી ગઈ ! પ્રભુજી અઇ !
વાચી વદી વેશ્યા " સહી મારા થકી થાશે નહિ.

( ૧૫૨ )

આરોપ મારો અન્યની ઉપર ચહું ના નાખવા,
નિર્દોષ આત્માને ચહુ હુ ના જશ દુખ આપવા;
આ ખુન કીધુ ગુલાબસિહે એ તમે ચીઠ્ઠી લખી,
ધીક્કાર છે તમને જરાયે બીક ઇશ્વરની નથી ? "

( ૧૫૩ )

ત્યા ખાપરો બોલ્યો " સહી તુ આપ મુજને આ સમે,
"નહિતર હવે સત્વર કરીશ હું કેદી તુજને આ સમે;"
બીકથી ડરી દીધી સહી વેશ્યા બિચારી એ તહી,
ગયો ખાપરો ચિઠ્ઠી લઇ દિવાન બેઠેલા જહી

( ૧૫૪ )

દીવાન પામ્યા હર્ષ વાચી ચિઠ્ઠીને ત્યાં તો બહુ,
બોલ્યો મૂખે " ત્હે ખાપરા યુક્તિ કીધી સારી બહુ,

"ગુલાબને અરૂણું તણા કાલે થવાના લગ્ન છે,
"આ ચિઠ્ઠીથી નિશ્ચય હવે અટકાવવા એ લગ્ન છે

( ૧૫૫ )

એવો કરી નીશ્ચય ઉભય ફરવા ગયા આનદમા,
યુક્તિ સફળ થતા ઉભય આવી ગયા આનદમાં,
આ વિશ્વમા સારા જનો થોડાજ ઠગ દેખાય છે,
પણ કુટિલ જન તો જ્યા અને ત્યા નજર આગળ થાય છે !

( ૧૫૬ )

## —લગ્નમાં વિઘ્ન.—



ગુલાબની ઉમ્મર ખરે ! બાવીશ વર્ષ તણી હતી,
તોપણ થયેલો છે નહિ તે કોઇ નારીનો પતિ,
અરૂણાતણા તાતે અરૂણા માટ એ વર શોધિયો,
એથી ગુલાબ કુમાર અ તરમાં બહુ હર્ષિત થયો.

( ૧૫૭ )

લગ્નના દિવસે અતિશય ધામધુમ થઇ રહી,
પડઘમ અને વાજા બધા દ્વારો પરે રાખ્યા સહી;
માનૂનીઓ આનદમાહી ગીતને ગાતી હતી,
વચ્ચે બિરાજેલા નવ દપતી—પત્ની—પતિ.

( ૧૫૮ )

## —લગ્નગીત—

હારે ! લગ્નની સાંકળ દિવ્ય છે !
તેમાં આત્મ ઉભય બંધાય, આનંદ આજે ઘણો.
હાંરે ! એક પત્નીવ્રત પતિએ લેવું,
એ છે લગ્ન તણી વ્યાખ્યાય, આનંદ આજે ઘણો.

( ૧૫૯ )

હારે ! એક પતિવ્રત પત્નીએ લેવુ
એજ લગ્ન મહત્વ ગણાય, આનંદ આજે ઘણો.

( ૧૬૦ )

હારે ! સ્નેહ દંપતિએ અતિ રાખવો,
સુખ સ્વર્ગ સમાન જણાય, આનંદ આજે ઘણો.

( ૧૬૧ )

હાંરે ! કદી કલેશને દુઃખ ન પામવું
દંપતીએ ધન્ય ગણાય, આનંદ આજે ઘણો.

( ૧૬૨ )

વર વધુની જોડી સારી મળી,
ઘણું જીવો વર કન્યાય, આનંદ આજે ઘણો.

( ૧૬૩ )

હાંરે ભિન્નતા સ્થાન ન પામશે,
તોજ આનંદ આનંદ થાય, આનંદ આજે ઘણો.

મગન

( ૧૬૪ )

એવી રીતે માનુનીઓ મળી ગીતને ગાતી હતી,
ગુલાબને અરૂણા તણા હૃદયો હતા હર્ષિત અતિ,
આવ્યો દિવાન અને વદ્યો "છે વાત હા ! ભયંકર બની,
" રાજન્ ! આ સ્થળમા ઉપસ્થિત આપણે હા ! છે ખુની"

( ૧૬૫ )

રાજન્ વધા " પકડો જુઓછો શુ તમે દિવાનજી !
"મુજ રાજ્યની અંદર બનેછે કેસ ખુનના શું હજી ? !"
દીવાન બોલ્યો " છે ખુની ગુલાબસિંહ તમે જુઓ,
" સાચુ ન માનો તો ખરે ! આ ચીઠ્ઠીને વાચી જુઓ "

( ૧૬૬ )

વાંચી ચીઠ્ઠી રાજા થયો કોપીતને દીલગીર બહુ,
" રે ! હાય ! આ ગુલાબને હું શી રીતે ખૂની કહું ?!!"
દીવાન બોલ્યો "આપના સંતાનને પણ દંડવા,
" છે રાજની નીતિ ખરી આત્મીય જન પણ દંડવા.

( ૧૬૭ )

ના કેસનો નિકાલ આવે ત્યાં સુધીમાં 'ગુલાબને,
" ખુની તરીકે તેહને આપો નૃપતિ સોંપી મને, "
પકડો નરેશ વદ્યા અને ગુલાબને પકડી લીધો,
ગૂલાબ હાથ કડી થકી ના લેશ અતરમા બીધો.

( ૧૬૮ )

અરૂણુતણી આશા બધી આકાશમાં ઉડી ગઇ,
લગ્નની ચોરી અરે ! સમશાનના જેવી થઇ,
અરૂણા પડી ધ્રુસ કે રડી નીજ આશ કેરા ભગથી,
સર્વે જનો દિલગીર થયા આનદ કેરા ભગથી.

( ૧૬૯ )

આશા ભર્યા એ દપતીને હ્રદય કે ઉછરગ છે,
પીઠી ભર્યાં એ દપતી કેરા પીળા સહુ અગ છે,
ચૅારી હજી છૂટી નથી મીંઢળ હજી બાંધેલ છે,
ભગાણુ આવ્યું લગ્નમાં હા ! શો વિધિનો ખેલ છે !

( ૧૭૦ )

—કચેરીમાં ન્યાય—

જગદીશની હાજરી

અધિકારીઓ આવી બધા નિજ સ્થાનકે બેઠા હતા,
વચ્ચે નરેશ ઉચ્ચાસને—સિંહાસને બેઠા હતા;

દરરોજના નિયમ પ્રમાણે નૃત્યમય સંગીત થયું,
અધિકારીઓનું દુ:ખ એ સંગીતથી ચાલ્યું ગયું.

( ૧૭૧ )

"—મારા શિરપર ગાગર કે, રોભાર..... ..
" કો' રસીક જન હ્યો.. .ઉતા .. ર....મારા.
" કમ્મર લચકાય છે,
" મસ્તક દુ ખાય છે,
" મનડું મુંઝાય છે અપાર . . ...મારા.

( ૧૭૨ )

—સાખી—

શિર ઉંચુ ના થાય છે, વારિ નયને જાય,
ગાગર કેશ ભારથી, ડગ એકે ન ભરાય !
દિલડું ચીરાય છે,
ઉરમાં કૈં થાય છે,
કોઈને સમજાય છે લગાર ? . . મારા.

( ૧૭૩ )

—સાખી—

પગલું ભરતામાં ઝરે નયનેથી જળધાર,
તૂટી કેડ પડે અરે ! આપો કો' આધાર !
આંખો વીંચાય છે

આંસુ લુછાય છે,
આવો—બેટા—દિલદાર . .. મારા. ”

( ૧૭૪ )

પરિપુર્ણ થાતાં નૃત્ય ગીત ગુલાબને હાજર કર્યો,
દીવાન રાજાની તરફથી જોઈ વદનથી ઉચ્ચર્યો,
આ ખૂનીનો ઇન્સાફ આપો ન્યાયની નીતિ જાળવી,
આત્મીય જનના કેસમા નિતિ ન અળગી કાઢવી.

( ૧૭૫ )

રાજા કહે " દિવાનજી ! આત્મીય જન મારો ખુની,
"ઈન્સાફ આપો તમે અને સાબિત કરી આપો ખુની;"
દીવાન ન્યાયાસન પરે બેઠો અને બોલ્યો તહી,
"ખાપરોને કોડિયો સાક્ષી ઉભા થાઓ અહિ."

( ૧૭૬ )

થાતાં ઉભા સાક્ષી કહે દીવાન· "સાચુ બોલશો,
"હું જે પુછુ તેનો ઉત્તર દેજો ન ખોટો હા ! કશો,"
" પુછો " કહ્યું સાક્ષી બન્નેએ ને દિવાને પૂછિયું,
" ગુલાબને ખૂન કૃત્ય કરતા સમય કોણે દેખિયું ? '

( ૧૭૭ )

કોડિયો બોલ્યો "અમે બન્ને નજરથી દેખતા,
ઉભા હતા બન્ને અમે ગુલાબ ખુન કરતા હતા;

મારી કટારીને પછી ગુલાબ દુર ચાલ્યાં ગયાં;
મરનારની પાસે અમે બન્ને જણુ હાજર થયા.

( ૧૭૮ )

છે ખબર અમને એટલી નજરે નજર દેખ્યું અમે,
પણ ન્યાય આપો કેસનો તમ હૃદયને જેવું ગમે,
દિવાન બોલ્યો "સાક્ષીઓ સજ્જડ પુરાવાદાર છે,
સમજાય છે તુજને ખુની સાચો ગુલાબ કુમાર છે!

( ૧૭૯ )

શિક્ષા કરૂ છું પાચ વર્ષોની ખુનીને જેલની,
છે યોગ્ય ન્યાય, મળે ખુનીને સખ્ત શિક્ષા જેલની,"
આ સાંભળી રાજા વદ્યા 'છે ન્યાય સાચો જરી નહિ,
હું સત્ય કહુ છુ કે ગુલાબ કુમાર છે ખુની નહિ"

( ૧૮૦ )

દીવાન બોલ્યો "સાક્ષીઓ બન્ને જણા હાજર અહિં,
ગુલાબને ખૂની તરીકે કેમ તો માનો નહિ ?
બસ ન્યાય દેવામા જરાયે પક્ષ તો નભતો નથી,
આત્મીય જન છંડાય નહિ એ રાજની નીતિ નથી."

( ૧૮૧ )

રાજા "વદ્યા. છે સાક્ષીઓ ખોટા નથી સાક્ષી ખરા,
બુદ્ધિ વધારે જોઈએ છે ન્યાય દેતામા જરા;

ગુલાબપર આરોપ ખુનનો એમ કૈં આવે નહિ,
"સજ્જડ પુરાવા વિણુ શિક્ષા જેલની ઉચીત નહિ."

( ૧૮૨ )

દીવાન બોલ્યો "કેદ બસ ગુલાબને સત્વર કરો,
છે રાજનો ખૂની પકડતા કેમ અતરમા ડરો ?!
ભય છોડીને રાજાતણો કબજે કરો ગુલાબને,
ઘડી એક પણ ખોટા વિના કેદી કરો ગુલાબને.

( ૧૮૩ )

રાજા વદ્યા ખ્હૌ ક્રોધથી "ગુલાબ બસ ખુની નથી,
તો પકડવા ગુલાબને તાકાત બસ કો'ની નથી !
જો કોઇ આવ્યુ પકડવા તો આ જુઓ તલ્વાર છે,
" તલ્વારની ધારે થવાનો સર્વનો સહાર છે ! "

( ૧૮૪ )

દીવાન બોલ્યોઃ "ચુપ ! નહિ કે દમ તમારો ચાલશે,
બસ ખૂનના આરોપીને સિપાઇઓ તો પકડશે;
નાહક તર્કોના ન્યાય નીતિ સ્વજનને ઉગારવા,
" છે ફરજ રાજાની ખરી સતાનને પણ ડડવા "

( ૧૮૫ )

ઝઘડો થયો રાજા અને દીવાન બન્નેની વચ્ચે,
ગુલાબ હ ગાર જેવો સ્થિર છે ઉભો વચ્ચે,

તલ્વાર કાઢીને દીવાન ગયો નૃપતિને પકડવા,
સિપાહીઓ ગુલાબની પાસે ગયા ત્યા પકડવા,

( ૧૮૬ )

ત્યા ક્રોધથી વદતો મુખે નીજ માણુસોની સાથમા,
આવ્યો કચેરી મધ્યમા તલ્વાર લઇને હાથમા,
છે કોણુ રાજાને પકડનારૂ અને ગુલાબને,
ખૂની તરીકે કોણુ સિદ્ધ કરી રહ્યો ગુલાબને ?

( ૧૮૭ )

દીવાન, તેના માણુસો તો સર્વ દીંગ બની ગયા,
જગદીશ જાગીરદારને દેખી બધા કંપી ગયા;
આજ્ઞા કરી' નિજ માણુસોને "કદ આ સર્વે કરો,
હું છુ ઉભેલો આ સ્થળે ના કોઇ અ તરમાં ડરો."

( ૧૮૮ )

પકડી લીધો દીવાનને ને માણુસો તેના બધા,
ઘટના નિહાળીને તહીં રાજા ખરે ! મુખથી વધા
જગદીશ ! તુ ક્યાથી? અને તુ કયા વસે છે હાલમા ?
આવ્યો અહિં કયારે ? અને ધ ધો કરે શુ હાલમા?

( ૧૮૯ )

જગદીશ બોલ્યો "લુટને ચોરી કરૂ છુ હાલમાં,
હમણા કરૂં છુ બ્હારવટીયાના ઝનુની ફાલમા;

જાગીર મારી તો તમે અન્યાયથી લીધી ખરે !
નિજ ઉદર પોષણ કારણે જગદીશ મ્હારવટું કરે!

( ૧૯૦ )

રાજ્યની બીના મને જાસૂસ મારા આપતા;
રાજ્યમા મે ખાનગી જાસૂસ રાખેલા હતા,
ગુલાબને ખુની દિવાન ઠરાવનારો છે સહી,
એ વારતા મુજ જાસુસોએ આવીને મુજને કહી.

( ૧૯૧ )

હું તરત આવ્યો આ સ્થળે ને આ બીના દેખીજ મ્હેં,
મુજને જીવિત દેનારને મુક્તિ ખરે! આપી જ મ્હે;
આ દુષ્ટ જન દીવાનને કારાગૃહે પીડા તમે,
ઉગર્યા તમે આ દૃષ્ટથી હુ જાઉં છું હા ! આ સમે.

( ૧૯૨ )

જ્યારે જરૂર પડશે ખરી જગદીશ ત્યારે આવશે,
બનતા બળે જગદીશ શત્રુ આપના હું ફાવશે,
હું જાઉં છુ ! આ સમય ઉગારી તમોને દુષ્ટથી,
" જગદીશ આ સસારમા ડરતો નથી સકષ્ટથી. "

( ૧૯૩ )

નૃપતિ કહે જગદીશ જાગીરદાર તમને ધન્ય છે,
અપકારપર ઉપકાર કરનારા જનોને ધન્ય છે,

જાગીર આ દીવાનની ભભેરણીથી છીનવી,
એ દોષ માફ કરો તમે કહું હાથ જોડી વીનવી.

( ૧૯૪ )

હું આજથી આપું તમોને રાજનું દીવાન પદ,
મૂકી દઉં છુ બધો તવ ચરણ માંહી મૂજ મદ
બુદ્ધિ અને બળતો મને તમમા બહુ દેખાય છે,
મુજ રાજ્યને વિકસાવસો એવુ મને સમજાય છે

( ૧૯૫ )

જાગીર પણ પાછી કરૂ સુવ્રત તમોને આજથી,
અન્યાયની કાળી લીટી મુજને મળી તે કાજથી,
જાગીરની સાથે તમોને ગામ બે ઇનામમાં,
આપુ તમારી મદદનો બદલો અરે ! ઇનામમા.

( ૧૯૬ )

આ ઘટિત અઘટિતનો કર્યો ઇન્સાફ મ્હે દૂર્બુદ્ધિએ,
જાગીર લીધી છીનવીને, તમ તણી મે પાપીએ,
કષ્ટ ભોગવવા પડ્યા મુજ દૃષ્ટને લીધે બહુ,–
" આપો ક્ષમા તેની મને હું હાથ જોડીને કહુ. "

( ૧૯૭ )

જગદીશ બોલ્યો 'આપ છો રાજા અને હું રંક છુ!
માફી શું હુ આપી શકુ ! હું એક આત્મા રંક છુ!

ગુન્હો કરેલ કંઇ નથી રાજન્ ! અરે ! મારો ભ્રમે;
છે સત્ય દુષ્ટની સોબતેથી રાયની બુદ્ધિ ભ્રમે.

( ૧૯૮ )

નીચ સંગતે કો'રાજવી ના સત્ય ઓળખશે કદી,
દુષ્ટો નચાવે રાયને ખુશામતી શબ્દો વદી,
પણ રાયનો છે ધર્મ, નીચની સોબતે ચડવું નહિ,
નીજ બુદ્ધિની અનુસાર સત્યાસત્ય ઓળખવું સહી.

( ૧૯૯ )

રાજા તેને ન જાણવો નિજ ધર્મને જે ના ગણે,
રઈત તણો હીત મંત્ર જે મુખથી કદાપિ ન ભણે,
વિત લોભ અંતરમાં અને નીચ માનવોછે સોબતી,
પદ ભ્રષ્ટ થૈ પળવારમાં દુઃખ પામતા તે દુર્મતિ.

( ૨૦૦ )

સૌ રાયનો પણ રાય સરજન હાર મ્હોા બળવાન છે,
અનિતિ થકી ડરનારનું જેની હઝુરમાં માન છે,
અધિકાર ઇશ્વરથી મળે છે રાયને જગ પાળવા,
રૈયત બધીને સર્વદા જાતિની નજરથી ભાળવા.

( ૨૦૧ )

બુદ્ધિ નથી જે રાય માંહી જાણવા ખોટું ખરૂં,
તે રાયના મસ્તક ઉપર સંકટ આવે આકરૂં,

બુદ્ધિ છતાં જે રાજવીના એ બીજાના હસ્તમાં,
દુષ્ટાશયોવાળા જનો ફાવી જવાના વિશ્વમાં.

( ૨૦૨ )

દુષ્ટો અને સારા જનોને જાણવા રાયે ઘટે,
દુષ્ટો સહુને રાજવીએ દંડવા અતિશય ઘટે,
જે રાજ્યમા સન્માન ના ડાહ્યા જનોનું થાય છે,
મીઠા વચન વદનાર કષ્ટ ખુશામતી પૂજાય છે.

( ૨૦૩ )

દોષીત જાય બચી અને નિર્દોષ માર્યા જાય છે,
તે રાજ બે ત્રણ વરસમા મેદાન જેવુ થાય છે!
નીજ રાજ્યને વિકસાવવા જે રાય ઉર આતુર છે,
તે રાય સત્ય કળી શકે જેના વદન પર નૂર છે!

( ૨૦૪ )

નિજ રાજ્યને વિકસાવવાને આપ જો ઇચ્છા કરો,
તો સર્વદા ખુશામતી જનથી ખરે! ડરતા ફરો;
સજ્જન જનોના હિતના શબ્દો જ લેવા ધ્યાનમા,
સજ્જન જનોને રાખવા ના હોય છે સન્માનમાં-

( ૨૦૫ )

ને સત્ય-અનૃત ઓળખો બુદ્ધિ અતિશય વાપરો,
અન્યાયના કાર્યો નૃપતિ! નિજ રાજ્યમાંહી ના કરો;

દીવાન પદ આપો બીજાને યોગ્ય હુ તેને નથી,
માની તમારા વચન વ્હારવટુ હવે કરતો નથી"

( ૨૦૬ )

રાજા વદ્યા "જગદીશ ! જાગીર વાપરો સહુ આપની,
છોડી દઉં છુ આજથી દૃષ્ટિ બધી હુ પાપની;
નીચ સગતી રાખીશ ના, ખોટુ ખરૂ જાણીશ હૂં,
સારા જનોને માન આપી દોષીને દડીશ હું !

( ૨૦૭ )

દીવાન પદને યોગ્ય છે। તે પદ કરો સ્વીકારને,
જગદીશ ! માનો માહરૂ છોડી બધી દરકારને;
મુજને તમારી બુદ્ધિને મતની જરૂર છે બહુ,
માટે સ્વીકારો દિવાન પદ હુ હાથ જોડીને કહુ,

( ૨૦૮ )

જગદીશ બોલ્યો "આપનો આગ્રહ અતિશય જોઇને,
દીવાન પદ હુ છુ સ્વીકારૂ ખેચ તવની જોઇને,
દીવાનના શિરપર ઘણો છે રાજ કેરો ભાર હા !
જોખમ ઘણુ એ પદમાહી, છે રાજ્યનો આધાર હા !

( ૨૦૯ )

રાજા વદ્યા "દીવાન છે આધાર સઘળા રાજનો,
દિવાનની બુદ્ધિ વડે વિસ્તાર વધતો રાજનો,

બુદ્ધિ તમારામા ઘણી છે રાજ આબાદી થશે;
"આ નીચ દૃષ્ટિ દીવાનની કીધેલ બરબાદી જશે !"

( ૨૧૦ )

જાગીર પાછી મેળવી દીવાનપદ લીધુ અને,
નિજ જીવન દાતાને બચાવિ કેદ થાતા ગુલાબને,
દીવાન જે માજી થયો તેને પૂર્યો કારા ગૃહે,
નિજ કર્મનુ સારૂ–કટુ ફળ સર્વદા માનવ લહે

( ૨૧૧ )

દીવાન માજી કહે. "મને કારાગૃહે પૂરો નહિ,
હુ આજથી પાપી વિચારોને તજી દઉ છુ' સહી,
છોડી વફાદારી અને હુ બેવફા જ્યારે થયો,
નિજ અન્નદાતાને પકડવા કેદ હું પાપી થયો.

( ૨૧૨ )

નિજ યુક્તિમાહી સર્વદા હા ! નીચ નિષ્ફળ જાય છે,
કિરતાર કેરા કોપથી શયતાન સળગી જાય છે;
ક્રૂર કૃત્યરૂપી અનળ જ્યા નિજ સગમા ફેલાય છે,
પસ્તાય છે પાપી વિજયની નીતિનોજ અ તે થાય છે !

( ૨૧૩ )

તેવી રીતે મારૂં હ્રદય આજે હવે પસ્તાય છે,
નીચ માનવો અ તે ખરે ! ખત્તા અતિશય ખાય છે!

હું આજથી સમજી ગયો છોડી મૂકો મુજને હવે,
'પાપી વિચારોને વિકારો હૃદયથી ત્યાગુ હવે "

( ૨૧૪ )

જગદીશ બોલ્યો "હૃદયના ઉંડાણથી બોલાય છે?
માજી દીવાન કહે 'હવે પશ્ચાતાપ ઉરમા થાય છે,
જગદીશ બોલ્યો "તો તને છોડી મૂકુ છુ આ સમે
'કરતો ન દુષ્કૃત્યો હવે તુ કોઇ દાન બીજા અમે

( ૨૧૫ )

ચલ્યો ગયો ત્યાંથી લઇ નિજ વદન એ દરબારથી,
જગદીશને વાર્તા નરેશે દીલ ખોલીને કહી,
વિચાર મારો થાય છે તીર્થો હવે કરવા ખરે '
ગુલાબને આ રાજ્યપદ આપુ હવે હુ તો ખરે '

( ૨૧૬ )

છે રાજવી પદ યોગ્ય એ, દીવાન છો સાગ તમે,
ગુલાબના હાથે ચલાવો રાજ્ય મારૂ હા ! તમે
જગદીશ બોલ્યો 'જો ઇચ્છા જો હોય ઉરથી આપની,
આપો તમે ગાદી ગુલાબ કુમારને હા ! આપની "

( ૨૧૭ )

-ગુલાબને રાજ્યાસને બેસાડીને રાજા કહે –
ગુલાબની ઉપરે ઝરો મ પ્રેમનો ઉરમા વહે,

માટે હવે આ રાજ્ય તેને આજથી સૂપ્રત કરૂ,
કાશી જઈને હુ હવે કિરતારને સ્નેહે સ્મરૂ

( ૨૧૮ )

જેવી મુજને નૃપતિ માની રહ્યા તા આપ સહુ,
તેવી રીતે ગુલાબને નૃપતિ હવે માનો સહૂ,
જગદીશને હુ આજથી દીવાન પદ આપૂ જ છુ!
એવી રીતે સસારની ઉપાધિ હવે કાપુ જ છુ!

( ૨૧૯ )

કંહી એમ તાજ ગુલાબના શિરપર ધરાવ્યો તે સમે,
વિધિ કરાવી વિપ્ર પાસે રાજવીએ તે સમે,
ગુલાબ બોલ્યો "વડીલ! સર્વે સાભળો મારૂ તમે,
રૈયત તણા ચરણે ગુલાબ કુમારનું મસ્તક નમે

( ૨૨૦ )

મે રાજવી પદ છે લીધુ વિશ્વાસ રાખી આપ પર,
છે કીર્તિ મારીનો બધો આધાર સર્વે આપ પર,
રૈયત તણા દુ:ખ હૂ વિદારીશ દુ:ખને દડીશ હુ!
કીર્તિ પ્રતિભાયૂક્ત જનને માન મ્હોટા આપીશ હૂ!"

( ૨૨૧ )

રાજા નવા દીવાન પણ આજે નવાજ સ્થપાય છે,
રાજા વયોવૃદ્ધ તીર્થક્ષેત્રે આજ ચાલ્યા જાય છે,

રાજહદ વિસ્તારમા શક્તિ બધી ખરચીશ હુ !
ને રંક રૈયત હોય તેને દ્રવ્ય તો આપીશ હુ !

( ૨૨૨ )

નૃતિકા ઉપસ્થિત ત્યા થઇ આજ્ઞા થતા રાજાતણી,
સગીત નૃત્ય થતા ઉપાધિ દુર થઇ સર્વે તણી,
નૃતિકા નમીનેજ શિર નામીને સભા જન સર્વને,
ને ગીત આરભ્યુ અને સાથે ચલાવ્યુ નૃત્યને

( ૨૨૩ )

"–રાધા છે ગો રીગો રી
તેનું મન વશ કીધુ કૃષ્ણજીએ ચો...રી . રાધા
બસી કાળી, કૃષ્ણ સુરત પણ કાળી,
રાધા મોહી એ કૃષ્ણ સુરતને ન્યાવળી, રાધા

( ૨૨૪ )

દહેલના છે શ્યામ ક્હાનની,
ગમે રાધાને મૂર્તિ ક્હાનની, રાધા

( ૨૨૫ )

સોપ્યુ વયોવૃદ્ધ રાજવીએ રાજ સર્વ ગુલાબને,
અરૂણાતણો પણ હસ્ત દીધો સ્નેહયુક્ત ગુલાબને,
" અરૂણા તમે સાભળજો " અતીમ કીધુ ગુલાબને,
"કાશી ગયા રાજા દઇ ક્હો સૂચના જગદીશને.

( ૨૨૬ )

## —શૃંગાર દર્શન—

અરૂણા સારંગી હાથમાં રાખી અને બેઠી હતી,
નિજનાથ આવે એ સમયની રાહ તે જોતી હતી,
ગુલાબની સ્મૃતિમાં અરૂણા કુંવરી લીન થૈ હતી,
એ સમય આવ્યો ગુલાબ, પાછળથી અરૂણાનોપતિ

( ૨૨૭ )

અરૂણાની આંખોને ગુલાબે હાથથી ઢાંકી દીધી
બોલી અરૂણા· "નાથ ! શું મારી તમે હાંસી કીધી ?"
ખુલ્લી કરીના આંખ અરૂણાની ગુલાબે તોય પણ
કીધું અરૂણાએ "નયનના નાથ છે" હા ! તોય પણ

( ૨૨૮ )

અકળાઇ અરૂણા તો ઉઠીને જોર નિજ હાથે કર્યું,
ત્યારે ગુલાબે આંખ પરથી હસી પટને દુર કર્યું,
બોલી અરૂણા "આજે તો તમે ભારે કરી,"
ત્યારે ગુલાબ વધો. "અને કયાછે તમે હલકી કરી ?"

( ૨૨૯ )

વાઉ હવે સુર મેળવો સારંગીના પ્યારી ! તમે,
ને ગીત રૂડું ગાવને બસ સાંભળું હું આ સમે,"

આજ્ઞાપતિ !"કહીને અરૂણે સૂર ઠોક કીધા અને,
ગાયું મધુરૂ ગીત દેવા શાંતિ નિજના જીવનને.

( ૨૩૦ )

રંગઘેલા રસિક દિલદાર !
કીધી દિવાની ભોળી આ નાર ! રંગ
કારી કટાક્ષ વાપરીને નયનો તણા,
કાપ્યું કલેજું ન રાખી જગ મણા,
દાગીના ઇશ અવતાર ... . ... રસ

( ૨૩૧ )

કેવુ કીધુ છે કામણ કોણ જાણે !
વીંધ્યુ દીલ મારીને તીવ્ર કોઇ બાણે ?
રહી શકુ ન અળગી લગાર ......રસ

( ૨૩૨ )

બોલ્યો ગુલાબ "કરી દીધી હદ આ સમે પુરી તમે,"
બોલી અરૂણ: "દિવાની મુજને છે કરી પૂરી તમે,
સમજાય છે જેવુ મને તેવુ વદનથી ગાઉ છુ !
તેમા કહો સ્વામિ ખરે ! હદ મ્હાર હુ શુ જાઉ છુ !"

( ૨૩૩ )

અરૂણા તણા ગાલે કર્યું ચુંબન ગુલાબસિંહે મીઠું,
બોલી અરૂણા નાથ ! આવુ ક્યાય મે તો ના દીઠું,

કે વાત કરતાંમાં અચિંતા આવીને ચુંબન કરે,
"હાં ! શરમ તમને લાગતી તેમાં નથી શું કૈ ખરે !?"

( ૨૩૪ )

બોલ્યો ગુલાબ "હૃદયમહીં આવેશ આવેલ ત્હેમનો
ત્યારે જરૂર કરવા ઘટે છે સૂંદરી ! હા ! ચુંબનો !
એ પ્રેમ શાસ્ત્ર તણું મધુરી ! જાણજે ફરમાન છે,
ચુંબન કર્યું મેં આ સમે એ સ્નેહનું સન્માન છે !

( ૨૩૫ )

અરૂણા વદી પહોંચાય કેવી રીતથી જ્ઞાની તમે,
છે પુરૂષ સર્વ સુજાણને અલ્પજ્ઞ અબળાઓ અમે,
ને આપતો રાજાવળી લાખોજણા સરદાર છો,
કેવી રીતે પ્હોંચું ! તમે મુજ જીવનના શણગાર છો !

( ૨૩૬ )

આ વીશ્વમાં મારા તમે સૌભાગ્યના આધારછો,
હું દોષથી ભરપૂર દોષિત આ પશ્નીન લગારછો,
છે ધન્ય મુજને કે તમે મારા થયા ભરથાર છો,
હઠાવવા વેરી તમે શુરવીરના અવતાર છો ?

( ૨૩૭ )

બોલ્યો ગુલાબ "વખાણ મારા કેટલા કરશો તમે !"
બોલી અરૂણા આપ કટાળી ગયા જો આ સમે,

તો કોઇ દીન પુગ વખાણુ કરીશ પ્યાગ ! આપના,
આ સમય રાખુ છુ વખાણુ અપૂર્ણ પ્યારા ! આપના

( ૨૩૮ )

અરૂણ પુર્ણ વદી રહીને ગાલપગ ચુબન થયુ,
અરૂણા તણુ મુખ નાથનુ ચુબન થતા ખુલી ગયુ,
કેવા ત્હેત્રે સ્વામિ ! કરો છો વાતમા ચુબન મને,
એ રીત તમસારી નથી ખોટી જણાયે છે મને

ગુલાબ ( ૨૩૯ )

"જા હુ હવે ચુબન નહિ તુજને કરૂ કૈ છે હવે ? '
બોલ્યો ગુલાબ મુખે "અમારી રીત તો સારી હવે !?"
અરૂણા વદી ખોટુ લગાડયુ લેશ કેતામા તમે !
આપો ક્ષમા મુજને, ચરણમા સેવિકા સ્નેહે નમે !

( ૨૪૦ )

લ્યો ગાલપર ચુબન કરો પણ રોષ કૈના રાખશો,
"કીધુ જરા મે મશ્કરીમા તે ન ખોટુ લગાડશો,"
ગુલાબ નોકર હાથ ઝાલી શબ્દ અરૂણે ઉચ્ચર્યા,
ત્યા તો ગુલાબે અરૂણના ગાલે ઘણા ચુબન કર્યા

( ૨૪૧ )

સસારમા ઉત્કૃષ્ટ ચિજ બસ પ્રેમ એક ગણાય છે,
ગાધર્વને દેવો બધા ગુણગાન તેના ગાય છે.

છે પ્રેમને વશ શ્રી પ્રભુ ! ભજનારની વ્હારે ર્‍હડે,
પત્નિ પતિના પ્રેમ માટે અગ્નિ જવાળામાં પડે !

( ૨૪૨ )

પ્રેમીજનો પૈસાતણી ઉર લેશ પરવા ના કરે,
પ્રેમી જનો નિજ શર દેવા પ્રેમમા કૈ ના ડરે,
આ પ્રેમના ઉપાસકોની જયજગે બોલાય છે,
નિર્મળ અવિચાર પ્રેમીઓને જગત સ્વર્ગ જણાય છે !

( ૨૪૩ )

અરૂણા અને ગુલાબ સાચા પ્રેમના ભક્તો હતા,
સત્સ્નેહની છાયા મહી વિકાર લેશ ન આવતા,
સત્પ્રેમના બધન થકી બધાયલા એ દપતી,
સુખ ચેનને આનદ ભોગવતા થયા એ દપતી.

( ૨૪૪ )

## —પવિત્ર વેશ્યા—

---

વેશ્યા ગુલાબ કુમારને રાત્રિ દિવસ સ્મરતી હતી,
કરી ખૂન આરાડનું ગુલાબ કુમારને જપતી હતી;
' કયારે મને ' પ્યારી ' કહે ? ગુલાબ, " એવુ ઈચ્છતી,
વેશ્યા ખરેખર ! વિરહની અગ્નિ મહી જલતી હતી.

( ૨૪૫ )

તે એક દિન આવી ગુલાબની પાસ મુગ્ધી ઉચ્ચરી,
દેજો ગુન્હા જો થાય તો મુજને તમે માફી ખરી,
તમ રૂપ દેખીને થઇ છુ પ્રેમની પ્યારી,
ઉરમા ઈચ્છાથૈ છે બનુ હુ આપની દાસી,

( ૨૪૬ )

સ્વીકારો પ્રેમની પ્રતિમા કરૂ પૂજા તમારી હૂ !
ઘણા દિવસોથીં હુ દ્રવતી વિરહના તાપમાહી હુ !
હવે શાતિ મને આપો હૃદય મુજ ખાખ થાયે છે !
તમારા સ્મરણમા મારા દિવસ સઘળા વિતાયે છે !

( ૨૪૭ )

બોલ્યો ગુલાબ મદન તણો આવેશ છોડી દ્યો તમે,
"સસારના તજી ફદ ઈશ્વરને ભજીલ્યો ને તમે,"

વેશ્યા.

હતી રામ નામની છાપ સઘળા દેહમા હનુમાનના,
તવ નામની તેવી રીતે છે છાપ મ્હારા જાનમા,

( ૨૪૮ )

મમ દેહ પણ કૃશ થઈ ગયો છે આપ કેરા સ્મરણમા,
તરછોડશો મુજને, થશે પરિણામ તેનુ મરણમા;

માટે મને દાસી તરીકે આપની રાખો અહિ,
સત્કાર કરશો જો નહિ તો જીવવાની છુ નહિ

( ૨૪૯ )

હા ! આપની સૂરત વિષે મારૂ હૃદય લોભાય છે !
મુજ દીલ તમને પામવા આતૂર ઘ્હો ઘ્હો થાય છે !
મ્હે જ્યારથી તમને નિહાળ્યા ત્યારથી મારૂ હૃદય,
" ઝખી રહ્યુ છે આપને ઘ્હો–જોગ દેખાડે પ્રણય "

( ૨૫૦ )

બોલ્યો ગુલાબ હુ તો જગતના માનવી જેવોજ છૂ !
વિશેષતા મુજમા નથી બીજાજનો જેવોજ છૂ !
માટે બીજાને દીલદે મારા સમા છે જન ઘણા,
દે મોહ મિથ્યા તુ તજી છે અન્ય જગમા જન ઘણા

( ૨૫૧ )

વેશ્યાવદી જન છે ઘણા પણ કામના મારે નથી,
લાખો કરોડો માનવીઓ કામના મારે નથી,
મુજદીલ ચાહે આપને બસ હા કહો કે ના કહો,
" વિલબ છોડીને હવે બસ હા કહો કે ના કહો ! "

( ૨૫૨ )

બોલ્યો ગુલાબ નહિ બને એ ' ના ' કહુ છુ તૂજને,
" જીવન બીજાને આપીને વીસરી જજે તુ મૂજને, "

રે ! હાય ! વદતી ત્યા પડી વેશ્યા ખરે ! પૃથ્વી પરે !
દીલ ધબકતુ તેનુ હતુ ને આખથી આસૂ ઝરે !

( ૨૫૩ )

અરૂણાવદી ઉઠ બ્હેન ! આશા પૂર્ણ હુ તારી કરૂ,
" તારી વતી હુ વીનતિ મારા પતિને ઉચ્ચરૂ, "
વેશ્યા ઉઠી અરૂણા, ગુલાબ પ્રતિ નિહાળીને વદી,
આ નાગ્ની આશા નહિ પૂરી તમે કરશો યદિ

( ૨૫૪ )

આશાવતીની આશ હાથે આપને જો ભાગશે,
તોતે તજી દેશે જીવનને પાપ તમને લાગશે,
માટે પિયુ ! દાસી તરીકે રાખવી એને ઘટે !
આશાવાળીની આશ પુરવાનુ પતિ ! તમને ઘટે !

( ૨૫૫ )

બોલ્યો ગુલાબ કુલીન કુવરી ! તુ બને છે આગ્રહી,
તો હુ સ્વીકારૂ છુ નથી તરછોડતો તેને સહી,
દાસી તરીકે આપણુ પાસે જીવન તે વીતવે,
ઇચ્છા મુજબ મે છે કર્યુ કે'વાનુ છે કૈયે હવે ?

( ૨૫૬ )

વેશ્યા સુણીને હર્ષથી ઘેલી બની ગઇ તે સમે,
બોલી મુખે "શિરતાજ ! દાસી આપના ચરણે નમે,

તનનેાાડ સેવા કરીશ હુ રાતિ અને દિન સ્નેહથી,
" દાગ્રી તગકે મૂજને સભાળજો સત્સ્નેહથી- "

( ૨૫૭ )

એવી રીતે વેશ્યા જીવન આદર્શ પૂર્ણ બની ગયું,
ગુલાબની પ્રતિમાવડે વેશ્યા જીવન સુધરી ગયું,
ગુલાબને અરૂણા રહેતા સર્વદા આનદમા,
એ દપતીને શ્રી પ્રભુ રાખે સદા આનદમા !

( ૨૫૮ )

## ઉપસહાર.



દુષ્ટાશયો જનના કદીયે પાર પડનારા નથી !
પ્રાપચની બાજી જનોની પાર પડનારી નથી !
એ સાર લેવાનો અને પ્રાપચને દેવો તજી–
માનવ જીવન સાર્થક કરો પરમાત્માને સ્નેહે ભજી

( ૨૫૯ )

જે રાય સગત નીચની રાખે, ન માને કોઇનુ,
અન્માન સજ્જનનુ કરે જે રાય લેશ ન કોઈનું,
ખુશામ્તીયા માનવો જે રાજ્યમા પૂજાય છે !
તે રાયને તે રાજ સત્વર છિન્નભિન્ન જ થાય છે !

( २६० )

સોબત સદા સારી કરવી એ રાયનો ધર્મ છે,
રૈયત સદા સંભાળવી એ રાય ધર્મનો મર્મ છે.
સંગત ખરાબ તજી દઇ શુભ સોબતે ફરવું સહી,
શત્રુ તરફથી રાજ્યને કઇ આચ પણ થાશે નહિ

( २६१ )

નિજ જન્મના ભોગે કરે ઉપકાર છે જે માનવી,
એવા મહાત્માને કહેવા દેવ, નાતે માનવી,
ગુલાબસિંહે જાનના ભોગે કર્યો ઉપકાર છે,
'ઉપકાર કરવો સર્વદા' એ વારતાનો સાર છે

( २६२ )

જો શૉક્ય લાવે નાથ તો પત્નિ અતિ અકળાય છે,
હિન્દૂ તણા સંસારમાં એવું બધે દેખાય છે,
વેશ્યા તણી કરવા સફળ આશા, અરૂણા નાથને,
વિનતિ કરે સ્વીકારવાની જોડીને નિજહાથને

( २६३ )

ઉદાર એ આત્મા અભિશય ધન્ય એવા આત્મને,
જે દુ:ખ સહે છે અન્ય માટે ધન્ય એવા આત્મને;
વૃતિ સુખી કરવા બીજાને ધન્ય એવા આત્મને,
'ઉપકાર કરવો' 'ધર્મ' માને ધન્ય એવા આત્મને

( ૨૬૪ )

વેશ્યાતણુ અતર પરતુ પ્રેમની કિમત કરે,
પ્રેમીકનું મુખ દેખવા જે ગત દિન ઝુરી મરે,
દીધુ દઈ નિજ દિલ તે આપે નહિ ખસ અન્યને,
નારી અને નર જાણવા છે યોગ્ય લાખો ધન્યને.

( ૨૬૫ )

કદર્પની વૃતિ તજી નિભાવવા નિજ પ્રેમને,
દાસી ચરણની તે બની શોભાવવા નિજ પ્રેમને,
પ્રેમીક તણુ મુખ દેખવાના આશયે એ છે થયુ,
સત્પ્રેમને પથે જતા વેશ્યા જીવન સુધરી ગયું !

૨૬૬ )

આવેશ સાહસનો થતા કાર્યો અશુભ જો થાય છે,
આવેશ સાહસનો જતા પરિતાપ અતે થાય છે,
તેવી રીતે નિચ માનવોની જાણજો ભભેરણી,
ભભેરણી એવી થકી વૃત્તિ થશે સાહસ તણી

( ૨૬૭ )

અન્યાય સાગને અપાવે નીચની ભભેરણી,
પણ અતમા પરિતાપની અગ્નિ જણાવાની ઘણી,
એ સમય મૂર્ખ શિરોમણી પોકો મુકી પસ્તાય છે !
સમજાય પાછળથી, પહેલા ના કદી સમજાય છે !

( ૨૬૮ )

જગદીશનુ અપમાન કરી જાગીર લીધી છીનવી,
અંતે થતા પરિતાપ આપ્યું દિવાન પદ ને વીનવી,
માટે કરો જે કાર્ય તે માહી સલાહ શુભજ લહો,
દુષ્ટો બધાને: "કામ કંઇ અમને નથી ' એવુ કહો

( ૨૬૯ )

તજીને અશુદ્ધિ સાર હોયે તે ગ્રહનો વાચકો !
શુભ ભાવના શુભ લાગણી રાખો હમેશા વાચકો !
સંસાર ખટપટથી ભરેલો હાલમા દેખાય છે !
સ્વકાત્મને દુભનાર જુલ્મીઓ બહુ ઉભરાય છે !

( ૨૭૦ )

આપે જુલમ—કાપે ગળુ ને દેહના કટકા કરે,
નિજના વિચાર પ્રમાણુ બીજાને સહાય કરવા ફરે,
પણ સજનનો એવા જુલમથી–ત્રાસથી ડરતા નથી !
નિજ જાન જાયે, સજનનો પણ પાપ આચરતા નથી !

( ૨૭૧ )

જે શુદ્ધ ક્ષત્રાણી કદી પાપી—ડરે જાની નથી,
તલ્વાર—ભાલા—તોપને બરછી થકી ડગતી નથી,
નિજ જીવન શુદ્ધ નિભાવવા બળ વાપરે પોતા તણુ,
હા ! '**વીર રમણી**' ના કરોમા હોય છે બળતો વણુ'

( ૨૭૨ )

પાપી સિતમ ગુજારશે પણ ઇશ કટકો મારશે !
પાપી વિચારો પૂર્ણ કરતા-પ્રથમ ઇશ સંહારશે !
સાર્થક મનુષ્ય દેહ કરવા શુભ વિચારો રાખવા !
ના માનવીએ વાકય ખોટા જીભથી ઉચ્ચારવા !

( ૨૭૩ )

પુનિત આત્મ કદીય પામે છે પરાજય દુષ્ટથી,
તે સમય સ્હાય પુરતી કરે, ઉગારશે સંકષ્ટથી,
ગુલાબની મળી સ્હાય અરૂણાને પ્રભુ ઇચ્છા થકી,
પુનિત આત્મા નેન આપી આય શકશે કો' કદી !

( ૨૭૪ )

છે આ કથા ન્હાની ખરે ! પણ સાર તો બહુ નિકળે,
સંસારના પ્રાણી ઘણાએ સત્યને પથે વળે,
જેને હૃદય છે—જ્ઞાન છે—ને ભાન સાથે જ્ઞાન છે,
તેવા જનો ઉપર અમિ દૃષ્ટિ કરે ભગવાન છે !

( ૨૭૫ )

'બિભત્સ' રસ આ ગ્રથમા લીધો નથી મ્હે વાચકો !
બિભત્સ રસ,ના ગ્રથમા લેવો ઉચિત છે વાચકો !
તમ હૃદય માગે વસ્તુ તેવી વસ્તુ આપુ વાચકો !
વાંચી કથા કૈ સાર ગ્રહજો ગ્રથમાથી વાચકો !

( ૨૭૬ )

જે સાર નિકળે આ કથામા ધ્યાનમા લેજો ત્હમે,
વાચી પછી વચાવજો બીજા જનોને પણ ત્હમે,
સાક્ષર નથી હુ ક્ષુદ્ર છુ ભૂલો કદી આવી હશે,
પણ ખાત્રી છે પ્રિય વાચકો ! માફી ભૂલોની આપશે!

( ૨૭૭ )

આ ગ્રથ છે બહુ મૂલ્ય તેને સાચવીને રાખજો !
ગોળ–સાકર–ખાડ આ પૃખો મહી ના નાખજો !
માગુ રજા હા ! વાચકો ! હુ માગણી એવી કરી,–
પરમેશની ઇચ્છા હશે તો સ્નેહથી મળશુ ફરી !

'मगल'



## "ચાલુ જમાનો:"

### ગઝલ

હણે છે ભાઈ ભાઈને, જમાનો એ હવે આવ્યો,
કમાણી છે કસાઈને, જમાનો એ હવે આવ્યો;
સતિ સતાપ પામે છે, જમનો એ હવે આવ્યો,
સુજાણો ગિર નામે છે, જમાનો એ હવે આવ્યો.
( ૧ )
ન જાણતુ કોઈ ધર્મીને, જમાનો એ હવે આવ્યો,
પૂજે સૌ કો' કુકર્મીને, જમાનો એ હવે આવ્યો,
નીતિ પાતાળમા પેસી, જમાનો એ હવે આવ્યો,
ગરીબને કષ્ટ દે રેમી, જમાનો એ હવે આવ્યો
( ૨ )
રાજાઓ શાખણી માણે, જમાનો એ હવે આવ્યો,
સતિ શિર ફૂટતી *હાણે, જમાનો એ હવે આવ્યો,
સુજનને અન્નના સાસા, જમાનો એ હવે આવ્યો,
મળે નિર્દોષિને ફાંસા, જમાનો એ હવે આવ્યો
( ૩ )
કાંચન થાળ પાપીને, જમાનો એ હવે આવ્યો,
નભાણુ વિશ્વ વ્યાપીને જમાનો એ હવે આવ્યો,
કુકર્મીને મળે માળા,+ જમાનો એ હવે આવ્યો
પૂજાયે છે જનો કાળા, જમાનો એ હવે આવ્યો

'मगल'

* પ્રભુને + ફુલની માળા

## " સનમની શોધમાં. "

( ગઝલ )

સનમની શોધના માટે, મરે છે કઈ જનો ઘેલા,
પ્રણયને પૂજવા માટે, મરે છે કઇ જનો ઘેલા,
તજીને ખાનપાનાદિ, ભટકતા થાય છે રાને,
કહે શિખામણો તેનુ, ન એકે વાક્ય તે માને

( ૧ )

રૂધિર અંગે વહે છોને, છતા ના શોધને ત્યાગે,
સનમની શોધની માહી, જીવન કઈ માનવી ત્યાગે,
ન ઈશ્વરની કરે ભક્તિ, સનમની શોધમા વ્યક્તિ,
સનમને પ્રાપ્ત કરવામા, ગુમાવે સર્વ નિજ શક્તિ

( ૨ )

" સનમની શોધ કરનારા, વિના મ્હોતે જ મરનારા, "
છતા ઘેલા જનો નિશ્ચય, સનમની શોધ કરનારા,
તજીને આબરૂ સર્વે, ફુલાશે સનમના ઘેલા,
સનમની શોધ કરવામા, ઉડાવે દ્રવ્ય એ ઘેલા

( ૩ )

સનમની શોધમા જેવી, જનોની લગ્નિ લાગે છે,
નહિ તેવી પ્રભુ પ્રત્યે, કદીયે ભક્તિ જાગે છે !
અરે ઘેલા જનો સુણશો ? સનમની શોધને છોડી,
જીવન સાફલ્ય કરવાને, પ્રભુમા પ્રિત દો જોડી ?

'मगल'

# " અમે ખાદી પહેરીશુ "

( ગઝલ )

વિદેશી વસ્ત્રને ત્યાગી-
અમે ખાદી પહેરીશુ !
કહીને, 'માત છે खादी'
અમે ખાદી પહેરીશુ !
વિદેશી વસ્ત્ર લેવામા,
વિદેશે દ્રવ્ય જાયે છે !
સ્વદેશે દ્રવ્ય સાચવવા-
અમે ખાદી પહેરીશુ !
વિદેશી વસ્ત્ર ભારતની-
ખરેખર લાજ લુટે છે !
અમારી લાજ સાચવવા-
અમે ખાદી પહેરીશુ !
વિદેશી વસ્ત્રના મોહે
ગરીબી હાલ આવ્યા છે ?
હવે બેહાલ મટવાને-
અમે ખાદી પહેરીશુ !
અમારા ધર્મને માટે,
અમારી જાનને માટે,
અમારા હિંદને માટે-
અમે ખાદી પહેરીશુ !

'मगन'

## —પ્રણય સ્વપ્ન—

[ હરિગીત ]

બારી ઉઘાડી બગલાની–અમિગ ત્યાથી આવતો,
એ મદ મદ લહેરમા હુ એકદિન સૂતો હતો,
નિદ્રા મહી મુજને જણાયુ સ્વપ્ન એવુ તે સમે,
કો' પ્રેમદા મારા ચરણુમા હસ્ત જોડીને નમે
પ્રશ્ન પૂછયુ "માનવી કે કોઈ દેવી છો તમે?
સૌદર્ય શાલિની ! ચરણુ શા કારણે મારા નમે?
તે પ્રેમદા બોલી "દિવાની આપની પાછળ પડી,
શોધી તમોને સર્વ સ્થળ હુ આ સ્થળે આવી ચડી
નામુ તમાગ ચરણુમા શિર હુ હવે મારૂ સદા,
તરછોડશો ના મૂજને દેશો ન કૈયે આપદા,
સદ્‌ભાગ્ય મારા હોય તો પત્ની તરીકે સ્થાપજો !
નહિ તો પ્રણય મૂર્તિ ! મને દાસી તરીકે સ્થાપજો!
મૂર્તિ તમારી હુ તજીને ક્યાય જાવાની નથી,—
તમે મારો અગર તારો તમોને છોડવાની હુ નથી,
મારી રગેરગમા થયુ તમ નામ અક્તિ છે,
તમારી મૂર્તિ દેખીને હૃદય ઉપજી મને પ્રીત છે !"
આનદ પામી બાથમા લેવા ઉઠયો હુ સુદરી !–
બાહૂ પ્રસાર્યો મે અને અદૃશ્ય થઈ એ સુદરી !

'मगल'

# વાંચવા લાયક પુસ્તકો.

| પુસ્તકો | રૂ. આ |
|---|---|
| કુમતુ વ્હાલ | ૪–૦ |
| આસામપર હલ્લો | ૧–૪ |
| મહાત્માજીના ખાનગી પત્રો | ૦–૬ |
| પારસમણી (પારસમગ્રહ) | ૨–૨ |
| રણછોડલાલનુ જીવન ચરિત્ર | ૩–૦ |
| સસાર | ૧–૮ |
| આદર્શ ગ્રહસ્થ [ જાપાનીસ જાસુસ] | ૨–૪ |
| બ્રહ્મ કર્મ | ૧–૪ |
| દ્વિજ કર્મ | ૦–૨ |
| વેદાન્ત સમુચ્ચય | ૨–૮ |
| દાચાર સમુચ્ચય | ૨–૮૦ |
| સ્તોત્ર સમુચ્ચય | ૦–૬ |
| ચારત્ર મણિકાન્ત મોટુ | ૪–૦ |
| અમર ચરત્ર ચાર ભાગ દરેક ભાગના | ૩–૮ |
| આપણો ધર્મ | ૪–૦ |
| રાષ્ટ્રીય ગીત | ૧–૦ |
| હિન્દ સ્વરાજ | ૦–૪ |
| રાષ્ટ્ર કીર્તન | ૦–૩ |
| સ્વદેશ ગીત | ૦–૧૨ |
| મોર્ટ સન્ટેન્સીઝ | ૦–૪ |
| જ્ઞાન ચિંતામણી | ૨–૮ |
| જાદુઇ ફાનસ | ૦–૬ |
| સવારીની મરના | ૦–૧૮ |
| ઇન્દુ કુમારી | ૧–૮ |
| સુગુણ સુદરી | ૦–૪ |
| ભાપારાવ | ૨–૦ |
| રામકૃષ્ણ પરમહંસ | ૪–૦ |
| વિવેકાનંદ જીવનચરિત્ર | ૩–૪ |
| દક્ષિણનો વાત્ર | ૩–૦ |
| કૈલાસ માનસરોવર | ૨–૮ |
| પચાસરનો જયેશીખરી ભાગ ૧ | ૩–૦ |
| ,, ,, ૨ જો | ૩–૦ |
| એડનના નિબંધ | ૬–૬ |
| શારિરીક માનસિક શિક્ષણ | ૦–૬ |
| મગ્રામ ક્ષેત્ર | ૨–૬ |
| ધર્મ બિંદુ | ૨–૦ |
| નાશીક (પંચવટી)યાત્રા | ૦–૧૨ |
| વિચિત્ર પ્રેમપખીણી | ૩–૮ |
| ગુલસાના | – |
| ગુલામી વેપાર ભાગ ૧ લો | ૨–૧૨ |
| ,, ,, ૨ જો | ૧–૩૨ |
| માયાનો બઝાર ભા: ૧ લો | ૨–૮ |
| ,, , ૨ જો | થહુ૮ |
| સચિત્ર વેણાવેલી ૧ લો | ૦–૧૦ |
| ,, ,, ૨ જો | ૦–૧૦ |
| સચિત્ર રાજકડીઆરો | ૧–૦ |
| બે ભાગ ભેગા | ૧–૪ |
| સચિત્ર સતિ દ્રૌપદી | ૦–૧૦ |
| નોવેલો ૧ લો | ૦–૧૦ |
| ,, ૨ જો | ૦–૦ |

# વારાંગના કે દેવાંગના.

(વાંચો) સચિત્ર વિષનો વરસાદ કી ૦–૮–૦




(વાંચો) સચિત્ર પાપનું પડીકું કી. ૦–૮–૦

બુકસેલર [illegible] મોતીલાલ—અમદાવાદ. (પાનુ ૪૮)